# આફતાબે હકિકત.



એટલે

આર્યસમાજી પંડિત રાધાકૃષ્ણના ધ્રષ્ટતા ભરેલા

## પચીસ—સવાલોના.

# ઇસમાઇલી સ્પષ્ટ-જવાબો.



લખનાર---**E. J.** વરતેજી.

પ્રગટ કર્તા—મુખતાર નાનજી કલ્યાણ.

**આવૃતિ ૨ જી.** **પ્રત ૧૦૦૦**

સંવત ૧૯૭૩—ઇ. સને ૧૯૧૭.

કીંમત ૮ આના.

આ પુસ્તક મેનેજર વલ્લીભાઈ નાનજીએ ધિ ખોજા સિંધી પ્રેસ ૧૧૩ પાલખી મહોલા મુંબઇ-૯માં છાપ્યું અને મુખતાર નાનજી કલ્યાણે ખડક જમાતખાના નજીક મુંબઇમાં પ્રસિદ્ધ કર્યું.

# ટુંક ખુલાસો!



લગભગ ૩ વરસ અગાઉ આર્યસમાજી પંડિત રાધા કૃષ્ણે ૨૫ સવાલો પુછી ઉરદુ તથા અંગ્રેજી ભાષામાં પ્રગટ કરેલાં પેમ્ફલેટો; તથા ઓપન લેટર—( ખુલ્લી ચિઠ્ઠી ) અને ના૦ આગાખાનની ખુદાઇ વિગેરે ઉભારા કાઢયા છે. પણ તે પહેલાં ઇ૦ સ૦ ૧૯૧૩ની સાલમાં મુંબઇ આવી આર્યસમાજ મંડળ હસ્તક પોતાના આવા બખાળાનું સ્વરૂપ રજુ કરવા કોશેષ કરી હતી અને તે માટે ઘણા વિદ્વાન મુસ્લમીન આલેમો અને ઇસમાઇલીયા ખોજાઓમાંના કેટલાકે એ પ્રસંગે લીધેલી તકમાં પંડિતજી લાજવાબ થયા હતા. છતાં પોતાનાં નિરવાહનાં બ્હાને એ પ્રસંગની શરમીંદગીનું જે સ્વરૂપ ફેલાવ્યું છે, તે ઉપરથી અમોને કહેવાને કારણ મળે છે કે—જો પંડિતજી જુઠા ને દંભી ન હોત અથવા નિરવાહમાં વાંધો ન આવતો હોત, તો મુંબઇ મધ્યે મળેલા જવાબની હકિકત પોતાના કોઇપણ પૈમ્ફલેટમાં દર્શાવવા વાજબી ધાર્યું હોત. પણ જ્યારે તેમ નથી કર્યું, તો અમોને પંડિતજીની એ અસભ્ય પદ્ધતિ માટે, જાહેર પ્રજાનું ધ્યાન ખેંચવાની જરૂર જણાય છે કે—રૂબરૂ ખુલાસો મળી શકે એવી સ્થિતિ મુકીને પંજાબ જેવા દેશમાં બારોબાર સવાલો કે, હકિકતો છપાવીને કોઇના પણ ધર્મ બાબત બખાળા કાઢવા, તે જો

ધર્મને અવલંબી તેમ કરેછે તેનીજ તેવી ગણત્રી કરવા કારણ આપે છે. આર્યસમાજીયો **ચેલેંજ**નો બોલ રજીષ્ટર કરેલ તરીકે વારંવાર બીજા હરેક ધર્મ સાથે વાપરતા માલુમ પડ્યા છે, પરંતુ અમોને દીલગીરી એ છે, કે મુંબઇમાં પંડિત રાધાકૃષ્ણને આર્યસમાજ મંડળનાં છાપરા નીચેજ અમો ઇસ્માઇલીયો ઉપરાંત અમારા પાક ઇસ્લામ મઝહબના માનવંત અંજુમને ઝીયાઉલ ઇસ્લામના સમજદાર અને એતાઅસ્સુબ મેંબરોએ પણ અમારા ઇસ્માઇલીયા ફીરકા માટે જે ચેલેંજ કરી હતીઃ તેનો કંઇપણ લાયકાત ભર્યો જવાબ આપી શકયા નહિ અને ત્યારબાદ ઇસ્લામની ઉંચ સેવા બજાવનાર તરીકે અંજુમને ઝીયાઉલ ઇસ્લામે પોતાના હસ્તક જાહેર આમંત્રણથી પંડિતજી માટેજ મેળાવડો **તારદેવ કપડવંજની વાડીમાં** કરી પોતાની તકરારો રજુ કરવા અને ચેલેંજનો જવાબ આપવાને માનનીય ગોઠવણ કરી હતી, તેમાં ગેરહાજર રહેવાનું ધ્રષ્ટપણું બતાવી ગુપચુપ ચાલી જનાર એજ પંડિતજી રાધાકૃષ્ણે અંગત પોતાના બાંકા ફુંકવા જે જે કોશેશો કરીછે, તેની કિમત સુજ્ઞ વાંચકો આંકી શકે, એટલા માટે અમો આ પંડિતજીના સવાલોના સભ્ય જવાબો આપતી વખત યાદ આપવા વગર રહી શકતા નથી; "**નાચકણામાં કુદકણું**." એ કહેવત મુજબ પંડિતજીની ધ્રષ્ટ કોશેશોનાં જવાબો અમારા અગાઉ આપવાનું બાકુતી કામ અમરેલી વાળા **એદલજી** ધનજી કાબાએ કરીને, વિવાની વષ્ટિમા **વાંઢો** પડે, તેમ **સતપંથના** આડંબરથી કરેલું ઉધ્ધતપણું એ અમારો કંટાળો પંડિતજી રાધાકૃષ્ણનાં સવાલો જેટલોજ માનીએ છીએ. અમારૂં **ધર્માભિમાન** કેવા ઉંચ આશયવાળું છે, ને અમો કંટાળો કેવો ને શા માટે ધરાવીએ છીએ? તે સુજ્ઞ અને ઉત્સુક હરેક વાંચકને અમારા તરફનાં અપાયલા જવાબોજ જવાબ કરશે. ત્યારે **આર્યસમાજ** અને **ઇસ્નાઅશરી** ખોજા મતની લાગણી ધરાવનારાઓ બેઉ, એકજ

વૃત્તિ ઉપર કામ કરનારા દેખાયા છે.—કારણ કે આર્યસમાજીઓ હિન્દુ સનાતનીથી છુટા પડેલા છે, ત્યારે ઇસ્નાઅશરી ખોજાઓ અસલ ઇસ્માઇલીયા ધર્મથી છુટા પડેલા છે એટલે બેઉ તરફથી એકજ પંકતીમાં કામ કરતા હોવાથી અત્યંત દુરાગ્રહીઓ દેખાયા છે. એટલે પોતાની ઉદ્ધત ગણત્રીથીજ પોતાનાજધર્મનાં રહસ્યોનું સંશોધન કરવા વગર બીજાને જે ઉપદેશ આપે, તે ઉપદેશ નહિ પણ ઉપદંશજ દેખાય તો નવાઈ શાની ?

અજબ થવા જેવું તો એ છે, કે એ બેઉ બાજુતીઓનાં કામ બાજુતીઓને અસર કરનાર નિવડે, તેમ એઓની આવી કોશેશો શું પરિણામ લાવી શકી, તે તરફ દૃષ્ટિ કરતાં **આર્યસમાજ** અને **ઇસ્નાઅશરી** ખોજા જમાત જેવાં સમુહની જાહેર દૃષ્ટિમાં હલકા પાડનાર તરીકે પંડિત **રાધાકૃષ્ણ** અને એદલજી ધનજી **કાબો** કારણરૂપ થઈ પડયા. અને તેટલા ખાતર **પંડિતજી** અને **કાબો** એ બેઉ એવા ભાગ્યો છે કે, જેનો જવાબ એક કહેવતના ઉત્તરાર્ધમાં છે, કે જેનું પુર્વાર્ધ છે કે, **મા મેં ભલા કે મેરા ભાઈ ?**—

અને આ હિસાબે પંડિતજી રાધાકૃષ્ણ અને એદલજી ધનજી કાબાએ આપેલા જવાબો તરફ ઇસ્માઇલીયા ધર્મને ગેરઇન્સાફ આપનારા મુદ્દાઓ માટે કાંઈપણ ગણત્રી કરવા વગર, **અમારાં** વિસ્તૃત જવાબો માટેજ અમો દરેક ખુલાસા **અંગત** કે **જાહેર** આપવાની અમો અમારી ફરજ સમજ્યા છીએ.

**પ્રગટ કર્ત્તા,**

**મુખતાર નાનજી**

**તાજાકલમ.**—આ બાબતમાં શેઠ ઇસાભાઈ લાલજી દેવરાજે આ "**આફતાબે હકીકત**" નો તઇયાર ગ્રંથ ભેટ

આપવા બદલ "ધી ઈસ્માઈલીયા સાહિત્ય ઉત્તેજક મંડળી"નાં કારોબારી ઓ તરફનો "ઉપકાર પત્ર" આ સાથે મંડળની ઇચ્છા મુજબ શામેલ રાખતાં આનંદ થાય છે.

પ્રગટ કર્ત્તા,



# ઉપકાર-પત્ર.



મહેરબાન શેઠજી,

**ઈસાભાઇ લાલજી દેવરાજની સેવામાં.**

શ્રી મુંબઈ.

સાહેબ,

તમો મુંબઇની ઇસમાઇલી ખોજા જમાઅતમાં ધાર્મિક લાગણીથી ઝળકતા માનવંત શેઠ **લાલજીભાઈ દેવરાજના** પુત્ર તરીકે તમો જે ઉમદા ધાર્મિક લાગણી ધરાવો છો તેની કીમતી જાહેર પુરાવા સમાન આ **આફતાબે હકિકતનાં** પૂસ્તકની બીજી આવૃતિની એક હજાર નકલો પોતાને ખર્ચે આપી "**ઇસ્માઈલી સાહિત્ય ઊતેજક**" મંડળના ખર્ચાળ સાહસમાં ઉતેજન મળવા ભેટ આપીને ઇસ્માઇલી દીનનાં સાહિત્યોને વિશાળતા આપવાની તમોએ જે ઉમદા ફરજ વિચારી છે, તે જોતાં તમારા માનવંત પિતાજીનાં પગલે ચાલતા રહી ઈસ્માઇલી સાહિત્ય પ્રત્યે વધુ ને વધુ લાગણીઓ ધરાવતા રહો, એમ ખરાં જીગરથી દોઆ ચાહી તમારી દરેક ફતેહ ઇચ્છતાં આનંદ થાય છે.

લી૦ અમો છીએ.

તમારી ધાર્મિક લાગણીને માનથી જોનારા,

**ઇસમાઈલી સાહિત્ય ઉતેજક મંડળના**

**કારોબારી મેમ્બરોના યા અલી મદદ વાંચશોજી.**

# બીજી આવૃતિ પ્રસંગે વિવેચન.

**આફતાબે હકીકતઃ**–ના. આ પુસ્તકની બીજી આવૃતીનો પ્રસંગે માત્ર બીજેજ મહિને પ્રાપ્ત થયો છે તે એ બાબતની લોક લાગણીનો ખ્યાલ આપનાર તરીકે તથા તેનાં ઉપયોગીપણા વિશે અમોને અમારો સંતોષ જાહેર કરવા વગર ચાલતુ નથી પરંતુ તે ઉપરથી અમોને જાહેર રીતે કહેવાને હીંમત થાય છે કે હકીકતી ઇસ્લામ તરીકેનાં ઇસ્માઇલીયા ફીરકાના મહાન સિધ્ધાંતો નીજ મુખ્ય ખુબી છે કે જે ગુજરાતી ભાષામાં નહી છપાયેલા હોવાથી તથા તેવો ખાસ પ્રસંગ નહી મળ્યો હોવાથી સિધી નહીં જાણનાર ઇસ્માઇલી અને પરધર્મી ઓના હાથમાં એ સિધ્ધાંતો આગલા સમયનાં તેવા સંજોગો વચ્ચે નહીં જવા પામ્યા હોવાથીજ આ સમયમાં લીધેલી તક અને કરેલી હીંમત ઉપયોગી જણઇ આવી છે.

અધિકાર વિનાનાઓને વેદ નહીં શિખાવવાની જુની રૂઢીનો બદલાયલા સમય સાથે અમારા પવિત્ર ઇસ્માઇલીયા દીન માટે અમારી આવી હાલચાલનું કારણ વિરોધીઓનાં અસભ્યપણાનો અને ગેર ઉપયોગીપણા મુખ્ય હોવાથી અમો ખરા ઇસ્લામી તરીકે અમારા સાચા સિધ્ધાંતો જાહેર આલમ સનમુખ રજુ કરવાની મળેલી તકો નહીં ખોતાં; યથામતિ અમારી કોશેસોમાં પછાત પડવું હવે ગુનાહ તરીકે સમજાય છે. કારણ કે, સહન સીલતાનો ગેર લાભ લેનારા આર્યસમાજીયોમાંના પંડિત રાધાકૃષ્ણ જેવા અને ઇસ્નાઅશરી ખોજા

જમાયતઓના મી૦ એદલજી ધનજી કાબા જેવાનાં લખાણો અને તુંદાછનો ભોગ થઈ પડનારાઓનાં ભોળાપણાનો ભાસ જીગરના શ્વાસ તરીકે દેખાયા પછી અમારા પવિત્ર ઈસ્માઈલીયા મઝહબ પ્રત્યેની અમારી સત્ય લાગણીઓ ઉસ્કેરાય નહીં એમ બનવુ વિકટ છે. પરંતુ ભોળા ભગત તરીકે ધારમીક જીંદગી પસાર કરવી તે સુસ્તીનું વધુ ખરાબ સ્વરૂપ છે. આત્મા કલ્યાણ માટે ઉત્તેજીત બનવા પ્રેરણા કરનારો ફરીસ્તાઈ ખસલતો ધરાવવી એ અધ્યાત્તિમક સદ્ગુણ વડે અમારા આ. સાહસો વિરોધીઓને રોશની મિસાલ છે ત્યારે દુરાગૃહીયો ને માટે પ્રત્યુતરનો અવકાશ આપનાર ન હોય એમ અમારૂં ધર્માભિમાન છે તે પ્રદિપ્ત થતુ રહો.

પ્રથમ આવૃતિની એક હઝાર પ્રત ઇસ્માઈલી દીન પ્રત્યે લાગણી ધરાવનાર શેઠ જાફરભાઇ શેરમહમદે પોતાના ખર્ચે ઇસ્માઇલીયા સાહિત્ય ઉતેજક મંડળને ભેટ આપી જે ઉતમ દાખલો બેસાડયો તેની જેવીજ ભલી ધાર્મીક લાગણીથી આ બીજી આવૃતિની એક હઝાર પ્રત શેઠ ઇસાભાઈ લાલજીભાઇ દેવરાજ પોતાના ખર્ચે ધી ઇસ્માઈલીયા સાહિત્ય ઉતેજક મંડળને ભેટ કરવાની બતાવેલી ઉદારવૃતિ પ્રશંસા પાત્ર છે. અને તે સાથે આ મંડળના ભલા સાહસમાં મુબારકબાદી લેવા સમાન છે આ રીતે શિયાઇમામી ઇસ્માઇલીયા દીનની ઉન્નતિના પ્રગટ થતા વધુ ભલાં ચિન્હો તેના "સતપંથ" નામને અથવા હકીકતી ઈસ્લામનાં ઝળકતાં રહસ્યને ખરા આકારમાં જાહેરમાં દેખાડવાની જે હીંમત કરવામાં આવી છે. તે ઇસ્માઇલીયા શાસ્ત્રોને **અરબી ફારસી** અને સિંધી લીપીમાં છે તેમને ગુજરાતી ભાષા અને લીપીમાં પુસ્તકનાં આકારમાં જાહેરમાં મુકી ઈસ્માઇલીયા સાહિત્ય ઉતેજક મંડળ પોતાના નામને છાજતી રીતે નહીં જાણનાર તથા જાણવા ઇચ્છા રાખનારાઓને પ્રસિધિમાં મુકી તકીયા બહાને શંકા કરનારા બ્હીકણ

લેખકોને રોકવાનો સાહસ કરી બ્રિટીશ અદાલતમાં ધારમીક છુટનો સદ ઉપયોગ વિચારે એમ સવિનય પ્રાર્થના છે.

મુંબઇ.

તા૦ ૭-૪-૧૭.

લી૦ ઇસ્માઇલી બન્ધુઓનો

સેવક.

ઈબ્રાહીમ જુસબ વરતેજી.



# उपोद्घात.

परित्राणाय साधुनां विनाशायच दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥ गीता.

**અર્થ**—સાધુ લોકોના ઉદ્ધાર માટે અને દુષ્ટ લોકોના નાશ માટે તથા ધર્મની સારી સ્થાપના કરવા માટે હું યુગેયુગે હોઉં છું.

*　　*　　*　　*

**"ઇન્ની જાએલુન ફીલ અર્જ ખલીફહ."**

**અર્થ**—ખરેખર! દુનિયા ઉપર હું એક મારો વારસ કાયમ રાખું છું.

(કુરઆને શરીફ).

*　　*　　*　　*

**"બ્રહ્મા, વિષ્ણુ, મહેશર ભણીયે;**
**કલિમાં વિષ્ણુ ઇમામ."**

(ઇસ્માઇલીયા શાસ્ત્ર).

*　　*　　*　　*

**ચાલુ** જમાનાનો ચળવળાટ હિન્દમાં કંઇ અજબ તરેહનો દેખાય છે. **વેદના** ઉપાસક **બ્રાહ્મણો,** રક્ષક **ક્ષત્રીઓ,** વ્હેવાર નિભાવનાર **વઇશ્યો** અને અવનવા હુન્નર, કળા, ખેતીકાર, કારીગરો, વિગેરે **શુદ્રોનું** અસલ બંધારણ એટલું બધું ફેરવાઇ ગયેલું જોવામા આવે છે, કે તે ઉપરથી એમ કહી શકાય; કે આર્યસમાજી મંડળીનો મુળ સ્થાપક **દયાનંદ** બ્રાહ્મણ, ક્ષત્રીય, કે વઇશ્ય નહિ છતાં, શુદ્ર જાતીમાં ઉત્પન્ન થએલ હોઇ બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વઇશ્યોને પણ વેદના આડંબરથી

વેદનાજ વિરૂધ્ધ પોતાની પંક્તીમાં સંડોવી, તે તેની મુળ ધારમિક આસ્થાઓને છિન્ન ભિન્ન કરી, બ્રિટીશ શહેનશાહતનાં અદલ રાજકારોબારમાં ગેરલાભ લેવાનું શિક્ષણ આપી ગયો છે.

**વેદ મુજબ** આ કલિયુગનો એવો પ્રભાવ છે કે—જ્યારે **નકલંકી** અવતાર પ્રગટશે, ત્યારે તેની વિરૂદ્ધ લોકોને વેદના નામે ભંભેરનારા એટલા બધા વિસ્તરશે કે "નકલંકી અવતાર" ને લોકો ઓળખી શકશે નહિ.

**ઇસ્લામી** આસ્થા મુજબ પણ "**મેંહદી**" જયારે જાહુર થશે, ત્યારે તેનાં વિરૂધ્ધ લોકો **કુરઆન** અને **હદીસના** દાખલા દઇ વિરૂધ્ધ જવાની કોશેશો કરશે

આ જોતાં "**મેંહદી**" અને "**નકલંકી**" અવતારને ઓળખવું, એ એવા લોકોનેજ નશીબ થશે. કે જેઓ, પોત પોતાના ધારમિક તત્વોને નિર્મળ આસ્થાથી જોનારાઓ હશે અને ભાવિક હશે.

**મેંહદીની** માનીનતા જ્યારે ઇસ્લામ મુજબની છે. ત્યારે **નકલંકીની** માનીનતા હિન્દુઝમની છે, છતાં બેઉને માટે કલિયુગનાં પુર્વજમાના માટેની ઇન્તેજારીની બાબત **બે આંખની એક નજર** જેવી છે. કારણ કે બેઉ બાજુએથી એકજ સિધ્ધાંત નીકળે છે કે **"તે"** આખી દુનિયાને પોતા તરફ ખેંચી **એકજ શુધ્ધ માનીનતા ઉપર લાવશે.**

જેમ દરેક અવતાર પ્રગટ થતી વખતે અથવા દરેક **પૈગંબરનાં** ઉપદેશની શરૂઆતે તે અગાઉનાં **અવતાર** અથવા **પઇગંબરના** ઉપદેશની માનીનતા એટલી બધી અસલ સ્વરૂપથી ફેરવાઇ ગયેલી **અથવા** વેરણ ખેરણ **થઈ** ગએલ જણાતી, કે તેને ફેરવાયલા વખતને અનુકુળ નવા સિધ્ધાંતોથી અશાંતિ મટાડી શાંતિ પ્રવર્તાવવાનાં પ્રયત્નોજ તેમના મહાત્મ દર્શક સમજાતા. અને એ રીતે હાલની અશાંતિનું

ખ્હોળુ સ્વરૂપ જેમ હિન્દુમાં આર્યસમાજીયોને આભારી છે. તેવીજ રીતે મુસ્લમીન પ્રજામાં ઇસ્નાઅશરી માનીનતા ધરાવનારાઓનાં મુખ્ય સિધ્ધાંતો મુખ્ય છે.

વેદ અને અવતારની માનીનતાઓમાં મતભેદ પડાવનાર આર્ય-સમાજીયો જેમ વેદ વિરૂધ્ધ છે. તેજ માફક **ઇસ્નાઅશરીયા** ફિરકાનાં ચોકકસ સિધ્ધાંતો ઇસ્લામના નિરમળ અખલાકનાજ વિરૂદ્ધ છે.

અવતારોની મુર્તિ **પુજા** મુકાવવાનાં અયોગ્ય સાધન તરીકે આર્ય-સમાજીયો વેદને માનનારાની આસ્થા ચુંથી નાંખે છે. ત્યારે ઇસ્નાઅશરી મતનાં ઉદ્ધત સેવકો **કુરઆન** અને **હદીસ** કરતાં શ્રેષ્ટ મનાતી **એહલેબઈત**ની મોહબ્બતનાં અજ્ઞાતપણામાં "**તબરરા**" ના કાનુનથી ઇસ્લામનાં પવિત્ર સિધ્ધાંતોને ધબ્બો લગાડી સુન્ન આસ્થિકનાં ઇમામને રદ બાતલ કરવા આંચકો ખાતા નથી. આવા સેંકડો દ્રષ્ટાંતો આર્યસમાજી અને ઇસ્નાઅશરીનાં પ્રગટ ગ્રંથોમાં મઉજુદ છે. અને તેથીજ **કળિયુગ**નો અથવા **આખર જમાના**નો સંપુર્ણ પ્રભાવ પ્રસરી રહ્યો છે. એ હિન્દુ અને મુસલમીન શાસ્ત્રોની આગાહીયો અનુસાર એમ સિધ્ધ કરે છે કે—**એક તારણકનાર**ની ઇન્તેજારી પુર્ણ થવી જોઇએ.

**ઈસ્લામે** તેરસો વરસના **અરસા**માં અરબસ્તાન જેવા શુદ્ર **મુલક**માંથી પોતાની કીર્તિ કુલ્લે જહાનમાં પાથરી દીધી છે. તે ઇસ્લામનાં પવીત્ર સિદ્ધાંતોએ **મુસા, દાઉદ** અને**ઇસા** ની હયાત કોમો ઉપર અને **રૂગ, યજુર,** અને **સામવેદ**નાં ગત વેદોનાં વરતન ઉપર પોતાની **ફતેહ** પુરવાર કરી છે. તે સાથે **શરીયત, તરીકત,** અને **હકીકતનાં** ઇસ્લામનાં ક્રમ જાણવાના સિદ્ધાંતો ઉપર **માઅરેફત**નાં ઇલમની અગત્ય ચાલુ જમાનો પુરવાર કરે છે. એવા વખતે **શરીઅતનેજ** વળગી ઇમાનદારીનો અર્થ પુણ કરનારાઓનાં **અસભ્ય** અને ઇસ્લામમાં

કાનુનોને ગેરઈન્સાફ કરનારાઓનાં વરતન માટે હાલની **બ્રિટીશ ગવર્હરમેંટની** અદાલત એક ઇચ્છીત **જવાબ** છે.

આવા સંજોગોમાં વખતને અનુસરી **"શરીઅત"** **"તરીકત"** અને " **હકીકત** " તથા " **માઅરેફત** " ની સમજ માટે અમારી નીચેની વ્યાખ્યા ઉપયોગી થઇ પડશે. અને સમજાશે કે—શરીઅત, તરીકત, હકીકત અને મઅરેફત તે એક બીજાની વિરૂધ્ધ નથી. પણ તે એક એવી સાંકળ છે, જેનો એક છેડો દુનિયાનાં વ્હેવારથી તે જગતકર્તાના નિરીંજનપણા સુધી બીજો છેડો ગયેલો છે.

**દાખલો (૧)લો—મુળાક્ષરો, શબ્દો** અને **વાકય** તથા **સમજવું,** એમ ચાર સ્થિતીમાં મુળાક્ષરો ઓળખવા તે **શરીઅત,** કક્કાના અક્ષરો ઓળખીને બારાક્ષરીથી શબ્દોની જોડણી કરવી તે **તરીકત** અને શબ્દો સહીતનું **વાકય** તે **હકીકત.** અને એ વાકયની સમજણ તે **માઅરેફત** છે; આ રીતે **મુળાક્ષરો, શબ્દો,** અને **વાકય** માટેજ જાણવાની જરૂર છે; ત્યારે જાણવાની ચોથી બાબત **સમજવાની** છે. અને તેનો ખુલાસો એક કોયડા માફક થાય છે. કે જેમ ચારવારનુ કપડું હોય ને દરરોજ અકેકવાર ફાડતાં કેટલાં દિવસમાં ફડાઇ રહે? તે જવાબમાં સમજાશે કે, ત્રણ દિવસમાં ફડાઈ રહે. કારણ કે ચોથા દિવસનો ટુકડો ત્રીજે દિવસે એની મેળેજ પડે છે. આ રીતે આ ચાર દરજ્જાની બાબત ત્રણ દરજ્જા સુધી કોઈ **રાહબર** મારફતે જાણવાની છે, ત્યારે ચોથા દરજ્જાની સ્થિતિ આપોઆપ ખુલી જાય છે, એટલા માટે ત્રીજો દરજ્જો **"હકીકત"** મહત્તા ધરાવે છે.

આ હિસાબે સાધારણ સમજથી સમજાય છે કે. **શબ્દોને વાકય** માટે **મુળાક્ષરોનીજ** જરૂર છે. **મુળાક્ષરો** વગર **શબ્દોને વાકય થઈ**

શકતાંજ નથી. તે એમ જાણુવાને બસ છે, કે શરીઅત વગર તરીકત કે હકીકત મળી શકે નહિ; પણુ ત્યારે એકલા **મુળાક્ષરો** કે **શબ્દો**-માંથી કંઈ સાર જડતો નથી; તેમ એકલી **હકીકત** એટલે **વાકય** માટે **મુળાક્ષરોને શબ્દો** ઉપયોગી અને જરૂરી છતાં તેના ઉપરજ મથનાર કંઈપણુ સમજી શકતો નથી. કારણુ કે **સમજવા માટેજ** **વાકય** આખું ઉપયોગી છે. પણુ મુળાક્ષરો કે શબ્દો નથી એટલે:-

શરીયત:—**અ દ ન ર જ** ન અ પ ત

એ મુળાક્ષરોથી કંઇ અર્થ થતો નથી. તેવીજ રીતે

તરીકત:—“ **આદિ-નિરીંજન-ઓ-પિતા** ”

એમ છુટક તરીકતના શબ્દો પણુ મુળાક્ષરથી ઠીક છતાં અથ સમજાવે તેવા નથી પણુ-

હકીકતી:—**આદિ નિરીંજન ઓ—પિતા !**

એમ એક વાકય થવાથી જગતકર્તા તરફનાં સંબોધનનો અથ સમજાવે છે.

આ હિસાબે ખુદાની ખુદાઇના **કાયદાની રીતભાતનાં કારણુ સમજવાં** માટે **કારણુને** વધુ અગત લાગુ પડે છે. અને અહીં **કારણુ** તેજ **હકીકતની** ડીગ્રીની મહત્તા સમજાવે છે. ત્યારે દરેક ઇન્સાનને **કાયદા** ને **રીતભાત** જાણીને **કારણ** જાણુવાની અગત્ય છે, એમ સિદ્ધ થાય છે. તો પછી આ દુનીયામાં ધાર્મિક સકારણુ શ્રેષ્ટતાવાળા **ઇસ્લામને** કબુલ કરનાર મુસલમીનને, પછી તે **સુન્ની** હો કે **શિયા** દરેકને કારણુ લક્ષમાં રાખવાની જરૂર છે. અને તે **કારણુનો** ધાર્મિક શબ્દ **હકીકત** છે; ત્યારે દરેકે **હકીકતી** થવાની અને પછી માઅરેફત (સમજ) પ્રાપ્ત કરવાની ફરજ છે. ત્યારે ઉરકેરાય છે. દયા એઓના માટે, કે જેઓ એકલી “**શરીઅત**” ના માટેજ હિમાયત કરી તેમાંજ મળેલું **મનુષ્યત્વને** ગુંગળાવી નાંખે છે. અને વધુ

જાણવાની ફરજ સમજ્યા વગર પ્રથા કોશેશોમાં આયુષ્ય ગાળે છે. આ ઇસ્લામના ચાર દરજ્જાની સમજ પણ હિંદુશાસ્ત્રમાં સમજાવેલા ચાર આશ્રમ જેવીજ છે; પરંતુ જ્યારે ઇસ્લામે શરૂઆતથીજ પોતાનાં છેલ્લાં સિદ્ધાંતોની મહત્તા તરીકે, એક માણસની જીંદગીની શરૂઆતમાંજ સરળ રીતે મહાન કાયદા સમજાવવાની અગત્ય સ્વિકારી છે, ત્યારે હિંદુશાસ્ત્રમાં એક માણસની નહિ પણ ચોકસ માણસની ગણત્રી તરીકે બ્રાહ્મણોનેજ વેદનું જ્ઞાન આપવા તથા જીંદગીનાં વરસોના આખરે સમજવાનો નિયમ રાખ્યો છે. એ રૂઢી અથવા નિયમ **અર્વાચીન** કાળ માટે, સંજોગો વચ્ચે વાજબી હશે. પરંતુ **પ્રાચીન** સમયે તે ગણત્રી ઉપર મજબુત સુધારાની આવશ્યકતા દેખાઇ આવી છે. દાખલા તરીકે **બ્રાહ્મણ ! ક્ષત્રી ! વઇશ્ય !** અને **શુદ્રની** ૪ જાતોમાં માત્ર બ્રાહ્મણોએજ **વેદ** ભણવા; અને એવા વેદ ભણેલા બ્રાહ્મણોજ બીજી જાતોને ધર્મ નિયમ બતાવે; બ્રાહ્મણ સિવાયના ત્રણ વરણોને પોતાની જીંદગીનાં મુકરર સો વરસની ગણત્રીને ફાળે પંચોતેર વરસની ઉમર સુધી મુર્તિ પૂજા કરવી પડતી ત્યાર પછીનાં વરસોની ઉંમરથી મુર્તિ પુજા તજાવવાનો અને "નિરિંજન નિરાકાર" ને ઓળખવાનો હક મળતો. આ રીતે ૨૫–૫૦–૭૫–૧૦૦, વરસના ચાર ભાગના **ચાર આશ્રમ** છે. પહેલો આશ્રમ વિદ્યાભ્યાસ સુધીનો તે **બાળાશ્રમ,** બીજો આશ્રમ **ગ્રહસ્થાશ્રમ,** ત્રીજો **વાનપ્રસ્થાશ્રમ** ને ચોથો **સન્યાસાશ્રમ.**

આ વેદોકત નિયમ છતાં કળિયુગમાં અથર્વના પ્રભાવે **ब्रह्म जानाती ब्राह्मणा.** એટલે બ્રહ્મને ઓળખનાર તે બ્રાહ્મણનો સર્વમાન્ય નિયમ ઉચીત દેખાય છે. જાણે નકલંકી અવતારના પ્રભાવ રૂપે **ઇસ્લામ** નાં સિદ્ધાંતોજ સિધ્ધ થતાં જાય છે. ઇશ્વરને ઓળખવા માટે એકજ મહાન વાકય **લા ઇલાહા ઇલ્લલ્લાહ મહમદ રસુલિલ્લાહ** પોતાની વિશાળ અર્થવાળી પાંખો ફેલાવતું જાય છે. એ વાક્યની વિશાળ

સમજ આગલા જમાનાના પુજ્ય ગ્રંથો ઉપર શ્રેષ્ટતા ધરાવે છે; ત્યારે આ જમાનામાં આખી દુનીયાના ધાર્મિક અંતઃકરણો મુર્તિ પુજાની વિરૂધ્ધ સાક્ષી પુરે છે, અને તે તકનો ગેરલાભ વિતંડાવાદી આર્ય સમાજીયો લેવા નાચે કુદે છે. પરંતુ જગત શાસ્ત્ર વેદમાં ઇસ્લામનો ભેદ છાજે નહિ ! તે આર્યસમાજીયોનાં વૃથાં ગુમાની પંડિતો ભેદ બતાવી વેદ શાસ્ત્રની મહત્તા ઘટાડે છે. ત્યારે ઇસ્લામ એ નકલંકી અવતાર વેદ મુજબજ હોવાથી, વેદની મહત્તા વિસ્તારતાં પોતાનાં સિદ્ધાંતો વડે પ્રદીપ્તી પામે છે. ત્યારે દશમઅવતારની પ્રગટ સ્થીતિ અને ચોથા વેદ અથર્વ (કુરરાન) વગર આર્ય સમાજીયો પાછા પડતા જાય છે. અને ભેદ દૃષ્ટીનાં વેદીયા પોતાનાં અંતઃકરણનાં રોગના લીધે વેદ વિરૂધ્ધ, પ્રગટ નકલંકી અવતાર વિરૂધ્ધ, યુક્તિઓ પ્રયુકતીઓ, પ્રપંચો, ભાષણો, અને અનેક તરેહનાં આડંબરો કરે છે, ભાડુતી ભગવા વસ્ત્ર ધારણ કરી, ગોખેલા મંત્રોચ્ચારણ કરે છે. પરમાર્થનાં ઓથાતળે નિર્વાહ કરે છે, બીજા ધર્મનું ખંડન કરવાનીજ અધમતા વાપરે છે., અંતઃકરણ સ્વચ્છ કરવા મલીનતા વાપરે છે; વેદનાં અર્થમાં વિરોધ પાડી પુર્વનાં રૂષિમુનિઓનાં અદ્રસ્ય શ્રાપનાં ભોગ થઇ પડે છે, અથવા મૃત જમાનાને અમૃત ઠરાવે છે; ત્યારે હાથમાના અમૃતને મૃત કરવા પ્રવૃત્ત બને છે. આ રીતે આર્યસમાજીયોની અમોએ વરણવેલી નજરે પડતી સ્થીતિ પછી બ્રહ્મજયોતિ ( ખુદાઇનુર ) તરીકે દશમ અવતારની સમજ તથા ઇસ્લામીયોની શુધ્ધ માનીનતા એકજ સમાનેતા વાળી છે, એમ સ્પષ્ટ કરીશું.

ઈસ્લામ—“ લાઈલાહા ઈલાલાહા મહમદ રસુલિલ્લાહ ”ના પવિત્ર વાકય ઉપર સ્થિર છે. તે હકીકત દ્રષ્ટિએ એમ સિધ્ધ કરે છે કે,—લા મકાથી અલ્લાહ; મહમદ સ્વરૂપમાં પ્રગટ થયો.

**કલેમાલ્‌-હદીસ-અના અરબ બીલા અઈન-**
**,, અના અહમદ બીલા મીમ.**

એટલે હ૦ મહમદ સાહેબે ફરમાવ્યું છે કે, હું, "**અ**" વગરનો (**અ**)રબ છું. અને તુ "મ" વગરનો અહ(મ)દ છું. અને તે એમ સિધ્ધ છે, કે હ. મહમદ સાહેબ **રબ** છે અને **અહદ** છે, અને **રબ** અને **અહદ** એ બેઉ **સિફત** અલાહ પાકની છે. અને તેથી ઉપરના **કલેમાનાં** પવિત્ર વાકયનો બતાવેલો અર્થ વાસ્તવીક છે.

આ મોહક દલીલો હ૦ મહમદ સ૦ અ૦ વ૦ નાં૦ મહાત્મ માટે બસ છે. અને તેવીજ શાખ **અથર્વ વેદ** ઉપરથી ઉપજાવેલ **અલ્લોપનિષદ**ના શ્લોક મુજબ છે કે:-

**अल्लोर रसुल महमदर कबरस्य.**

**અર્થ**- અલ્લાહના મોકલેલા **મહમદ** મહાન છે.

એ મુજબ સમાનતા બતાવે છે, ત્યારે ભડકેલા **આર્યસમાજીયોનો** ઇસ્લામ વિરોનો ક્રેપ ખુલ્લો થાય છે. પરંતુ ચોથા વેદના ગુરૂ તરીકે જ્યારે હ૦ મહમદ સ૦ અ૦ વ૦ ની અથર્વ શાખ પુરે છે, તે હિસાબે દશમ અવતારની પ્રગટ માનીનતા હ૦ મઊલા **મુર્તઝા અલી છે.** અને **અલી** ને **નબી** એ જુદી જુદી વ્યકતી છતાં **એકજ નુર** તરીકેની માનીનતા એ આંખની એકજ નજર મીસાલ છે. **દલીલમાં હદીસ** છે કે-**લહમકો લહમી-જીસ્મકો જીસ્મી રૂહક રૂહી,** એટલે હ. મહમદ સ્પષ્ટ કરે છે કે, મારૂં અને અલીનું **ગોસ્ત; જીસ્મ-** અને **રૂહ** એકજ છે, જુદા નથી. આ એકતા તે નુરે વહદાનીયતનું સ્પષ્ટીકરણ છે. ત્યારે હિંદુ પ્રત્યે જે શરીઅતીઓ અભાવ દેખાડે છે, તે અપુર્ણ હિંદુ અને અપુર્ણ મુસલમાન સાથેની સરખામણી જેવો છે. ત્યારે **હકીકતી** ઇસ્લામ અને **સુફીઝમ** સમાનતા સિધ્ધ કરે છે. તેમાં અલી નબીનું અદ્વૈકયતાવાળું **નુર** વંશ પરંપરા ઈમામતના દાવા

સાથે સમાનતાથી ખુદાઇ બોધનો ધોધ આ દુનીયાના દરેક ભાગોમાં એ દશમ અવતારનાં નુર પ્રભાવેજ ફેલાઈ રહ્યો છે. તે દશ અવતારનાં ચિન્હ તરીકે નીચેના દાખલાથીજ સ્પષ્ટ સમજી શકાશે.

ગણિતના મુળ આંકડા દસ છે. પરંતુ શરૂઆત જેમ શુન્યથી થાય છે, તે શુન્ય પ્રથમ અદ્રસ્ય સ્વરૂપે અથવા **લામકાં** અથવા **"સર્વથા ભેદશૂન્ય"** સૂચક હતી.

જેમકેઃ- ૦-૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦.

આ દશ આંકડા શરૂઆતના શુન્યાકાર-**લામકાં**-થી પ્રગટ **વહદા-નીયત** કે **"અજરામર એક."** તરીકે (૧) એકડો ચિન્હ છે. ત્યારે ત્યારપછીનાં બધા આંકડા ક્રમવાર તેનાં દસ અવતાર બતાવે છે. છતાં દરેકમાં એકની સંખ્યા હોઇ વહદાનીયતની સાબિતી આપે છે. એટલે વહદાનીયત વગર એકપણ આંકડો થઇ આગળ વધતો નથી. અથવા એ બધા આંકડા વહદાનીયતનો બ્હોળું સ્વરૂપ છે, તોપણ વહદાનીયત વગર નથી. અને એ હિન્દુ અને મુસ્લમીન બેઉ શાસ્ત્રોની વહદાનીયતની સમજ સિધ્ધ કરે છે. ત્યારે દશનો આંકડો એક સાથે એ સ્થિતિ રજુ કરે છે. અસલ વહદાનીયત તે (૧) એકડોને **લા-મકાંની** સ્થિતિ તે (૦) શુન્ય સુચવે છે. અને આ દશમાં આંકડાની સ્થિતિ તે કળિયુગનો અવતાર એમ સિધ્ધ કરે છે કે—

"આખી દુનિયા વહદહુલા શરીકની માનીનતા સ્વિકારશે, અને મુતિ પુજાનો નાશ થશે. ત્યારપછી શુન્યાકાર સ્થિતિ અથવા અસલ લામકાંની સ્થિતિ મહા **પ્રલયકાળથી** થસે. જેને માટે કુરઆને શરીફમાં પણ છે કે.—

**એઝા ઝુલઝેલ તીલ અરઝો ઝિલઝહા.**
**આર-ધરાધ્રુજીને જયાર પ્રલયકાળ પ્રગટાશે.**

અને તેજ મુજબ પવિત્ર **કલેમા** મુજબ **લા** ઇલાહા **ઇલલ્લાહ**,

મહમદ રરસુલિલ્લાહ શરૂ (લા)થી થઇને છોટના (લા)માં અંતરગત થશે. જેમ વેદાંતીયો કરોળીયાના મોઢામાંથી નીકળેલી લાળ અમુક જાળાં બાંધીને પાછી પોતામાં સમાવી દે છે તેજ મુજબ આ મુળ અર્થની સ્થિતિ એક નિર્ણય ઉપર લાવે છે. આ રીતે દસ આાકડા જેમ દુનિયા ભરનાં ગણીતશાસ્ત્રના મુળ સ્વરૂપ હોઇ જગત વ્યવહાર ચલાવે છે. તેવીજ રીતે આ દશ અવતારનો પ્રભાવ કુલ્લે જગતનાં ઉધ્ધાર રૂપ છે. અને એ રીતે આ સાચી સમજ એ દશમઅવતારનાં હુકમથીજ ફેલાવનારામાંના અમારા મહાન ઇસ્માઇલીયા પીરોનાં નામે ઓળખાતા **મનસુર, શમ્સ, સદ્રદીન, હુસનકબીરદીન** કે **તાજદીન** વિગેરેથી રિવાજ પામતો આવેલો દીને **હકીકતી** કેટલો શુધ્ધ, ઉંચ, અને સત્ય છે, તે સુજ્ઞ; ગુણી; અને વિચારવંતોને સમજ્યા વગર રહેશે નહિ. ત્યારે ટીકાકારોની સ્થિતિ પોતાનાજ અંતઃકરણનાં રોગ જેવી છે; જેમાં ખુદ **સનાતની** ધર્મ વિરૂધ્ધ લોકોને ભડકાવનાર **આર્યસમાજીયો,** કે હકીકતી ઇસ્લામની સુગંદાથી ગબડી પડેલા **ઈશનાઅસરી ખોજાઓ**ની વિરૂધ્ધતા પોતાનીજ કીંમત અંકાવે છે અથવા જેને નિંદા પસંદ છે, તે નિંદવાને પાત્ર બને છે; એટલુંજ કહી આ ઉપોદ્ઘાત સમાપ્ત કરીશું.

**મુંબઇ.**
તા૦ ૨૦-૧૨-૧૬.

લી૦ ઇસ્માઇલી બંધુઓનો
અદના સેવક.
**E. J. વરતેજી.**

૭૨૦



# દિબાચો.

પં૦ રાધાકૃષ્ણ મંગળાચરણ કરતાં લખે છે કેઃ-

"ઇશ્વર સચ્ચિદાનન્દ સરૂપ નિરાકાર, સર્વ શકિતમાન ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વ વ્યાપક, સર્વ અંતરયામી, અજર, અમર, અભેનિત, પવિત્ર, અને શ્રેષ્ટ કરતા છે, અને નિબાતાત હયવાનાત યાને સર્વ જાનવરોને ખોરાક અને સામાન જરૂર પહોંચાડે છે અને પરવરીશ કરે છે. એવી સિફાતવાલા ઇશ્વરની ઉપાસના યાને બંદગી કરવી લાજીમ અને ફરજ છે."

ઉપલા મંગળારણનો જવાબઃ—

الله نور السموات والارض

અલ્લાહો નુરૂસ સમાવાતે વલ અજ.

અર્થ—અલ્લાહ જમીન અને આસમાનનું નુર છે.

અલ્લાહ અને ઇશ્વર એ માત્ર બે નામ ધરાવવા છતાં એકજ છે. અને તે બાબતમાં પં૦ રાધાકૃષ્ણે સંમેલન ભાવથી કરેલા મંગળાચરણમાં અમો આ જવાબ લખતાં શામેલ રહીશું. પરંતુ હિન્દુ વેદાંતશાસ્ત્ર પછી ઈસ્લામી વેદાંત (માઅરેફત) ના જમાનાના છેલ્લા સુધારક સિધ્ધાંતોના પક્ષ ખાતર, ઈસ્લામી

ઉસુલના ધોરણે "વહુદહુલાશરીક" અથવા નિરગૂણ બ્રહ્મના ઉપાસકોની દ્રષ્ટિ બિંદુના એકાગ્ર સુઅન રૂપે; ખુદાના નુરની સ્તુતિ કરીશું. કે જે ખુદાનું નુર (અથવા ઈશ્વરી જ્યોતિ) નાં અખંડ પ્રભાવે આ પૃથ્વી, આકાશ, જળ, વાયુ, અગ્નિ, સુર્ય, ચંદ્ર, તારા, વિગેરે પ્રગટયું, અને પ્રાણી માત્ર સ્થિત થયાં. જે ખુદાના નુરના પ્રતાપે ઈસ્લામની માનીનતા મુજબ અર્શ કુરશી સ્થંભ રહ્યાં. અને એજ ખુદાનાં નુરનાં અખંડ પ્રભાવે આદમથી આજ પર્યંતના મનુષ્યોને, પૃથ્વીના બધા ભાગેઃમાં વસાવ્યાં. ને જે ખુદાના નુરના અખંડ પ્રભાવે, મનુષ્યોને બોધ આપી સીધો રસ્તો દેખાડવા મહાત્માઓ, પેગમ્બરો, અને ઈમામો આ જગતમાં મનુષ્ય દેહમાં પ્રગટ થયાં. અને તેમાંના તૌરાતથી મુસા, જબુરથી દાઉદ અને ઇન્ઝીલથી ઈસા અને કુરકાનથી હઝરત મહમદ મુસ્તફા હતા.

છેલ્લા અને સઉથી મહાન હજરત મહમદ સાહેબ અને તેમની પવિત્ર એહલેબેત ( આલે નબી ઔલાદે અલી ) કે જેના ઊપર દરૂદ પઢવી દરેક ઇસ્લામીને વાજેબ અને લાજેમ છે. તે પાક એહલેબેતની તારીફ કરવી, તેજ અમો હકીકતી મુસ્લમીન તરીકે અથવા સતપંથ ( હક રાહ ) ના ઈસમાઈલી-યોની બંદગી અને મુકિતનું સાધન છે.

પંડિત રાધાકૃષ્ણ અલ્લાહની તારીફના મંગળાચરણ પછીનાં પેરામાં જે પોતાનાં મનમાં વસવાસો પેદા થવાનું કહે છે; તો તે ગૂમરાહીનો સબબ છે; કારણ કે વસવાસો નાંખનાર શેતાન હોય છે; અને જેણે અલ્લાહનો અથવા તેમના મોકલેલા પેગ-મ્બરનો આશરો લીધો હોય, તે કદી પણ ગૂમરાહ થતો નથી. એટલે હક રાહ ( સતપંથ ) ને મુકતો નથી. અને તે બાબ-

તમાં ઈસ્લામની મઉજુદ દલીલો એ છે કે - પેગમ્બર સાહેબે વફાત થવા અગાઊ પોતાનાં છેલ્લાં સખુનો (હદીસુસ સકલૈન) માં ફરમાવ્યું છે કેઃ—

**કાલઃ રસુલિલ્લાહે, સલલ્લાહો અલય હે વસલમ.-ઈન્ની તારેકુન ફીકુમ માઅન તમસ્સક તુમ બેહી લન તજલ્લુ બાઅદી અહેદઃ હોમા—અઅજમ મિનલ ઉખરઃ કેતાબલ્લાહે હબ્લુમ મમદદુમ મેનસ સમાએ ઇલલ અરજે વ ઈતરતી અહલ બયેતી વલન યતઃફર્રકાઃ હત્તા યરદા અલલ હૌજ ફેનજુર કયફઃ તખલ્લે ફુની ફીહેમા.**

**અર્થ:**—રસુલે ખુદા સલલ્લાહો અલયહે વસ્સલમને ફરમાયા—મેં તુમ્હારે દરમીયાન અઐસી ચીઝ છોડે જાતા હું કે જબતક તુમ ઉસકો પકડે રહોગે, કભી ગુમરાહ ન હોંગે. એક ઇનમેંસી દુસરીસે બડી હયે. વોહ કીતાબ અલ્લાહ, એક રસ્સી આસમાનસે જમીન તક લટકી હુઇ હયે; ઔર દુસરી મેરી ઇતરત યાને મેરે "એહલેબૈયત." ઔર યે દોનું જુદા ન હોંગે યહાં તક કે મેરે પાસ હૌજ કૌસર પર આયેં. સો દેખો મેરે પીછે ઇનિકે સાથ કયા કરતે હો ?

ઉપરની હદીસથી ખુલ્લું છે કે એહલેબેતનો દામન પકડી રાખનાર કદી ગુમરાહ થશે નહી. એ મુજબ રાધાકૃષ્ણનો વસવસો ગુમરાહીનું કારણ હોઇને, તેને પોતાને અને તેના ઉપર વિચાર નહિ કરનારને પણ નુકસાન કરનારૂં છે. નહિ તો કયાં "હિઝ હાઇનેસ" ની મહત્તા ? અને કયાં "આર્ય સમાજ" ? કયાં ઇસમાઇલી મુરશીદનો દરજ્જો ? અને કયાં આર્યસમાજી તોફાની ટોળીનો મેમ્બર ! કયાં જી. સી.

એસ. આઇ. એલ. એલ. ડી. નો ગવનમેન્ટનો ખિતાબ અને ક્યાં આર્યસમાજીનાં ભાડુતી પંડિત? ક્યાં સર સુલતાન મહમદશાનો પવિત્ર એહલેબેતનો સંબંધ? અને ક્યાં રાધાકૃષ્ણ નામનો ધર્મ નિંદાખોર?

ઝમીકીં ગર્દ પહોંચે તાબચે અફલાક.
"ચે નિસ્બત ખાક રા બા આલમે પાક?"

પણ નહિ, આ સરખામણી પછી એક નિયમિત વસ્તુ સમજાય છે કે, દિવસની કદર માટે કુદરતે રાત્રિને પેદા કરી છે! જ્ઞાનની કદર માટેજ અજ્ઞાન હોય છે! અને તેવીજ રીતે આ ચરચાનાં:—"અઉઝ બિલ્લાહે મીનશ શયતાન" તરીકે પં૰ રાધાકૃષ્ણ અને બિસ્મીલ્લાહ હિર્રહમા નિર રહીમ તરીકે નામદાર હીઝ હાઈનેસ અમારા મુરશીદ સર સુલ્તાન મહમદશા જી. સી. એસ. આઈ. એલ. એલ. ડી. ને સમજી આગળ વધીશું.

પંડિત રાધાકૃષ્ણે ઇસમાઈલી ધર્મ અને તેની માનીનતા વિશે ભડકામણા અને જાહેર અથડામણનાં ઉદ્ધતાઇ ભરેલા સવાલોના જવાબ માંગ્યા છે તો "ઉંટ લડકી ન્યાય" નાં હિસાબે તેને તેવોજ જવાબ સખ્ત આપવો જોઇએ. પરંતુ આજ સુધી કીમતી જ્ઞાન તરીકે એહલેબેતનાં દામન તળેજ પરવરશ થયેલો ઇસમાઇલી ધર્મ અને-તેનાં ઉત્તમ ફળ-દાયકમર્મ માત્ર નીર્માણ થયેલા હાલનાં સમયનેજ કારણે તેનાં માનનારાઓનેજ પાત્ર ગણી સમજાવવામાં આવતો હતો. તે સમય આપણી હાલની ન્યાયી બ્રિટીશ સરકારનાં ધર્મ રક્ષકપણા નીચે પ્રસિધ્ધ રીતે પ્રસંગાનુસાર જરૂર જેટલો

કહેવાની અમોએ હાથ ધરેલી આ તકની કીંમત જેઓ પાત્ર અપાત્રનો ભેદ જાણી શકે છે, તેઓજ આંકી શકશે ને તેવાજ હિસાબે આ ઉભા કરેલા થાપ ખવાડનારા સવાલોનાં જવાબો નિરદોષ નેમથી આપવામાં આવ્યા છે. જો કે પંડિત રાધાકૃષ્ણે અમારા મુરશીદ નામદાર આગાખાન સાહેબને સંબોધન કરી સવાલો પુછયા છે, તે જો ખરેખરો તેમનેજ પુછવાનો તેનો હેતુ હોય, તો એમ અમો બિલકુલ સ્વીકારતા નથી. કારણ કે દરેક ઈસમાઈલીને પોતાના મનની શંકાનું સમાધાન રૂબરૂ કરવાની પણ ખાસ તકો નામદાર આગાખાન સાહેબ પોતે આપવાની મહેરબાની કરે છે. એમ દરેક ઇસમાઇલી સારી રીતે જાણે છે. અને તે મુજબ તેણે તેવી તક મેળવીને પણ ખુલાસો કર્યો નથી. તે ઉપરથી તે જે ગુપ્ત તરીકે ઇસમાઇલી હોવાનો પોતા માટે દાવો કરે છે, તે ખોટો માનીયે છીએ. અને જેનાં મનમાં કપટ હોય; તે સત્યની નજદીક જઇ શકતો નથી. કે જે રીતે પંડિત રાધાકૃષ્ણ પોતાના સવાલોમાં પણ સત્યથી કેટલો વેગળો ગયેલો છે તે ઇન્સાફી આલમ સમજી શકશે. પંડિત રાધાકૃષ્ણે આમ દુરથી પથરા ફેંકીને બ્રિટીશ સરકારની ન્યાયી રાજયનીતિનાં સિધ્ધાંતનો દુર ઉપયોગ કર્યો છે. તે ઉપરથી તે જે "આર્યસમાજ" જેવા સરકાર પ્રત્યે બેવફા મંડળનો મેમ્બર હોઈ; બીજા હિન્દુસ્તાનનાં તમામ ધર્મોની મ.પૂક ઈસમાઇલી પવિત્ર મઝહબનાં ઈમામ નામદાર આગાખાન સાહેબ તરફ બેવફા નિવડે ને બીજાને બનાવવા ઉશ્કેરે; તેમાં જે ઇસમાઇલી ધર્મ પોતાના સતપંથ નામને છાજતો સાચો છે, તેને; અથવા તેને સમજીને ચુસ્ત ભાવથી માનનારા લાખો ઈસ્માઇલીયોને; કાંઈપણ પરવા નથી. "સુર્યના સામે ધુળ ફેંકનારાનાં મોઢા ઉપર ધુળ પડે

છે ” એ સ્પષ્ટ છે. અને તે બાબતમાં સવાલો વાંચનારા ને સમજાયું હશે, કે ના૦ આગાખાન તે તરફ ઝાંખી દૃષ્ટિ પણ ન કરે એ બનવા જોગ છે. પરંતુ અમો અમારી પુજયભાવ દૃષ્ટિથી અને અનુભવથી છાતી ઠોકીને કહીશું કે-પંડિત રાધા-કૃષ્ણનાં કરતાં વધુ ગુન્હેગારો પણ ખાલીસ અંતઃકરણથી માફી માંગનાર તેમની મહેરબાની મેળવવાને ભાગ્યશાળી થયા છે, એવા અમારા મુરશીદને અથવા ઈસમાઈલી આલી-મોને તેણે સમજવાનેજ ખાતર સવાલો પુછયા હોત, તો તેનો જવાબ તરતજ લેખીત પણ રીતસર અપાઇ ચુકયા હોત. પણ ઉપર સમજાવ્યા મુજબ તેણે ઇસમાઇલી હોવાનો ડોળ-ઘાલી; ધારમીક અવિશ્વાસ ઉભો કરવાનાં હેતુથી ઠેકાણે ઠેકાણે બુકો છપાવી પોતાનું પાંડિત્ય બતાવ્યું છે. તે એમ સિધ્ધ કરે છે, કે (દરેક ધર્મમાંથી સારૂં ગોતવું ને દરેક ધર્મમાંથી ખામી જોવી એ બે બાબતમાંથી પહેલી તો આર્યસમાજી મંડળને કે તેના ગુરૂ દયાનંદજીને નસીબ થઇજ નથી.) પરંતુ દરેક ધર્મમાંથી ખામીઓ ગોતવી એ ખાસ સિદ્ધાંત દયાનંદ અને તેનાં શિષ્યોને કપાળે જાણે કાળી ટીલી સામાન ચોંટેલોજ છે. અમારા કીમતી ગુપ્ત સિદ્ધાંતો, છુપા અને જાહેર પાળનારાઓનાં ઇસમાઈલી ધર્મ માટે આર્યસમાજીયો કાંઇ પણ બોલે અથવા લખે તે માટે અમોને નવાઇ શાની હોય? કારણ કે કહેવત છે કે “જેણે બાપના ન કર્યાં; તે પારકાંના ક્યાંથી કરે ” ? તે મુજબ દયાનંદ અને તેના ચેલાઓ હિન્દુ ધર્મનાં મુળ સિદ્ધાંતો જે સત્યતા ઉપર રચાયેલા છે તે ઉપરથી હજારો હિન્દુઓની આસ્થા ઉઠાડી, તેઓના મગજમાં પોતાનો ધારેલો તોફાની પવન ભર્યો, તે મુસલમાન ધર્મ માટે કે તેમાંના અમારા ઇસમાઈલી હકીકતી દરજ્જાનાં ફીરકા

માટે સારૂં બોલે એ અમો માનીએજ કેમ?

દયાનંદે પોતાની હયાતીમાં જેટલું બની શક્યું તેટલું દરેક ધર્મ માટે લેખીત ખરાબ બોલ્યો. જે અત્યારે તેના ચેલાઓના અભ્યાસ માટે તથા જોનારાઓને જોવા માટે "સત્યાર્થ પ્રકાશ" મોજુદ છે. પરંતુ તેણે જે ન કર્યું; તે પાછળથી તેના ચેલા પંડિત રાધાકૃષ્ણે અમારા ઈસમાઈલી ધર્મબંધુઓનાં અને ગુપ્ત રીતે અમારો ધર્મ પાળનારાઓના દીલને દુખવનારૂં કર્યું છે. દયાનંદ બધા ધર્મ માટે બોલ્યો છે પણ ઇસમાઈલી ધર્મ માટે નથી બોલ્યો. તે ઉપરથી અમને એમ માનવાને કારણ મળે છે કે ઈસમાઇલી ધર્મ માટે કાંઇપણ કહેવાનું બન્યું નથી. કારણ કે જેના ગુરૂ હયાત ન હોય. તેના માટે તો દયાનંદ ગમે તેમ સમજાવી શકે. પણ અમારા ગુરૂ તો મોજૂદ જીવતા જાગતા અને જાહોજલાલી વાળા અને તે સાથે બ્રિટીશ શહેનશાહતનાં અખંડ વફાદારના તેજસ્વી કિરણોનાં વિરૂધ્ધ ન બોલવું; તેજ શણગાર માની ચુપ બેઠા હશે; જે ચુપકીદી તોડવાનું પાપ પંડિત રાધાકૃષ્ણે વ્હોરીને હિન્દુ મુસલમાનનાં રાગદ્વેષને દુર કરનારા અને એકત્ર નીતિનું શિક્ષણ શિખાવનારા ઇસ્માઇલી ફિરકાનાં ઉચ્ચા દરજ્જાનાં સિધ્ધાંતોનાં વિરોધી થઇ; આર્યસમાજનાં કુતર્ક અને ઝેરી વિખવાદનું પુર્ણ પણું પ્રગટ કરવાનું હથીયાર પોતે બન્યો છે. એમ લખી કહીશું કે:—

## મનહર.

ગોતે અવગુણ તોતે પોતે છે અધુરો કાંકે-
ગુણવાળી ચીજ બધી કિરતારે કીધી છે !
સરપના સાધનથી વાદી પેટ ભરી ખાય !
ભાંગ જે કઠંગી તેને રંગીલા એ પીધી છે !
સુર જે ભજાવે તેને કૂરતો લજાવે લડી,
અણી હથીયાર તણી વાપરચાની વીધી છે !
કહે વરતેજી આમ તપાસો તમામ કામ,
મુરખને આડિ રીતો, સમજુને સીધી છે.



ગુણ છોડી અવગુણ ગૃહે; તે તો નર બેવકુફ !
(પણ) અવગુણ છોડી ગુણ ગૃહે; તેજ ખરો પ્રિલસુફ.

વરતેજી.






એટલે

## આર્યસમાજી પંડિત રાધાકૃષ્ણના ધ્રષ્ટતા ભરેલા (૨૫) સવાલોનાં

# ઈસમાઇલી સ્પષ્ટ જવાબો.

(લખનાર—E. J. વરતેજી.)

**સવાલ (૧) લો.**

શું ખુદાતાલા અવતાર લીધા કરે છે? તથા શું ખુદા ઇન્સાન તથા જાનવરમાં પણ આવે જાય છે કે? બીજું ખુદાવંદે માછલી તથા કાચબો તથા વરાહાવતાર લીધો હતો? અગર જો લીધો હતો તો શું કરવા લીધો હતો? તેનું કારણ શું? બીજું શું ખુદાએ એવા અવતાર લઇને જગતનું કામ કીધું હતું? કે અગર જો એવા અવતાર લીધા વગર જગતનું કામ નહિ કરી શકતે? અથવા અવતાર નહિ લીધા હતા, તો પીર સદ્દરદીન સાહેબ તથા બીજા પીરો ગુરૂ બ્રહ્માનો અવતાર તરીકે મનાય છે; તેમજ ખુદાના અવતાર પોતાની કિતાબમાં લખે છે તેનું કારણ શું?



**જવાબ (૧) લો.**

આ પહેલા સવાલનો જવાબ હિન્દુશાસ્ત્રને માનનારા, કે જેઓ, તે અવતારની મુતિની હાલ પણ પુજા કરે છે, તે પણ એમ કદી પણ નથી કહેતા કે નિરંજન નિરાકાર સિવાય બીજો કોઇ ખુદા હોઇ શકે—**જે** અવતારોની મુર્તિઓ બનાવી પુજે છે, તેઓને **પ્રભુ** અથવા **ભગવાન** કહીને વદન કરવામાં આવે છે; તે પણ મહાત્મા **"તુલશીદાસ"**નાં કહેવા પ્રમાણે ખોટું છે:—

**"તુલસી મસ્તક તબ નમે,**
**ધનુષ્ય બાણ લે: હાથ!"**

અને તે ઉપરથી તે નિરાકાર ઇશ્વર સિદ્ધ થતો નથી; અને તેથી પ્રભુ, (ભગવાન) અને ઇશ્વર એ શબ્દોમાં જે ભેદ છે, તે આ સવાલની મતલબ સિદ્ધ કરે છે; અને અમારા પીર **સદરદીન** સાહેબે એ બે શબ્દો વચ્ચેનો **ભેદ** ઇસ્લામનાં મહાન સિદ્ધાંત સાથે ભિન્ન ભાવ, દુર કરનારો ઇસ્માઇલી શાસ્ત્રમાં વર્ણવ્યો છે. અને તે એ કે નિરાકાર ઇશ્વરનાં તેજમાંથી મનુષ્ય દેહ ખાસ પ્રગટ થયેલ સ્વરૂપ; જેણે તે તે સમયમાં મહાન ઉદ્ધારક કાર્યો કરી, દુનિયામાં શાન્તિ સ્થાપી છે; તેનેજ તેનાં કાર્ય ઉપરથી અવતાર સ્વરૂપે; પ્રભુ, (મહાન) અથવા વદવા યોગ્ય ઠેરાવેલ છે. કે જેવી રીતે કુરઆને શરીફમાં સુરતલ "સાદ"માં આયાત ૭૧*૭૨–૭૩–૭૪ માં છે કે:—

**"ઇઝકાલ: રબ્બાક: લિલ મલા...અકતે, ઇન્ની ખાલેકુન "બશરમ-મિન તીન, ફઇઝા સવય્યતોહુ વનફખ તો ફીહે, 'મિનર-રૂહીં ફકઉ લહુ સાજેદીન. ફસજદલ મલા....એકતો, "કુલ્લોહુમ અજમઉંન ઇલ્લા ઇબલીસસ તકબ્બર: વકાન: 'મેનલ કાફેરીન."**

"(યાદ કર) કે જ્યારે તહારાં પરવરદિગારે ફરેસ્તાઓને કહ્યું કે" "ખરેખર! હું એક પુરૂષ- માટીમાંથી- પેદા કરનાર છું, પછી"

"જયારે હું તેને હું પુર્ણ આકાર આપું છું. અને તેમાં **મ્હારા**"
"**રૂહથી ફુંકું** છું; ત્યારે તમે તેને સિઝદો કરતા મ્હોંભર પડજો !"
"પછી ફરેસ્તાઓ સઘળાઓએ તેને સિઝદો કર્યો; પણ ઇબ્લીસ"
"કર્યો નહિ; તેણે આપ વડાઈ કરી અને તે કાફરોમાંના હતો.,,

એજ મુજબ સુરતલ "હેજર"માં આયાત ૩૨-૩૩-૩૪ ૩૫ માં,, પણ છે કે—;

**"કાલઃ યા ઇબ્લીસો, મા લકઃ અલ્લા તકુનઃ મઅસ સાજેદીન?**

**"કાલઃલમ અકુન લે અસજોદઃ લે બશરીન ખલકતહું 'મિન સલસાલીન મિન હમઇમ-મસનુન!**

**"કાલઃ ફખરૂઝ મિનહા ફઇન્નહા રજીમ. વઇન્ન અલયકલ "લઅનતઃ-એલાયવમીદ્દીન"—**

**અર્થ**—"ખુદાએ કહ્યું; હે! એબલીસ તને શું છે? કે તું સેજદો 'કરનારાઓ સાથે શામેલ થાય નહિ?"

"તેણે કહ્યું કે; હું એવો નથી કે હું તે **મનુષ્યને સેજદો કરૂં**. "કે જેને તેં કાળીવાસ મારતી સુકેલી માટીમાંથી પેદા કર્યો છે."

"ખુદાએ ફરમાવ્યું, ત્યારે તુ ત્યાંથી બહાર નીકળ. હવે ખરેખર 'તને હાંકી કાઢવામાં આવે છે. અને ખરેખર બદલો આપવાના દિવસ "સુધી તારા ઉપર **લાઅનત** છે."

આ પવિત્ર કુરઆનના વાકયોને આધારે પણ પીર સદરદીને સમજાવેલ અવતારની માનીનતા માટે, અમો જવાબ રજુ કરતાં અચકાશું નહિ. કારણ કે. અમો જીસ્મ (દેહ) ને નહિ; પણ તે રૂહ કે જેનો કનેકશન અલ્લાહનાં પાક નુર સ્વરૂપ સાથે સળંગ છે, તેનેજ ખુદાનો અવતાર ગણીએ છીએ. અને અમારી આ પુજ્ય દૃષ્ટિ હકીકતી ઇસ્લામી તરીકે; અમારા મુરશીદ નામદાર આગાખાન સાહેબનાં વડીલો જનાબે મહમદ મુસ્તફા સ૦ વ૦ સાહેબ કે, જેમને છેલ્લામાં છેલ્લા અને સરવેથી

મહાન પેગંબર તરીકે ઇસ્લામી દુનિયા માને છે. તેમનાં મહાન ઉદ્દેશ તરફ પણ એજ સિદ્ધાંત ઝળકે છે; કે અગાઉ થઇ ગયેલા એક લાખ ને ચોવીસ હજાર પેગંબરો ખુદાના મોકલેલા અને સાચા હતા. તેમનાં ઉપર નાઝીલ થયેલ કીતાબ પણ સત્ય હતી આ બાબતનાં આધારે પીર સદ્દરદીને પૈગંબર સાહેબનાં ઉપદેશનાં ધોરણે ઇસ્લામનું જ્ઞાન આપવામાં હિન્દુ મુર્ત્તિપૂજકોને શિખવવા અને સત્ય વિશ્વાસમાં લેવા સત્ય રીતે, જે નવ (૯) અવતતરોની માનીનતા સાચી છે, એમ સરળ ઉપદેશ કરીને તેનો દશમો અવતાર તરીકે ખુદાનું નુર સ્વરૂપ "અલી" છે એમ સત્ય સમજાવ્યું છે.

આ રીતે ખુદઇનુર આદમનાં આકારમાં જ્યાં જ્યાં ઝળકે છે; ત્યાંત્યાં તેને ખુદાઇ અવતાર કહેવાથી ખુદા જે **વહદહુલાશરીક** અથવા નિરંજન **નિરાકાર** છે, તેની પવિત્ર સિફતને વાંધો આવતો નથી. કારણ કે વહદહુલાશરીક એટલે એકજ વગર ભાગીદારનો અલ્લાહ છે. તેનુંજ નુર પુરૂષનાં આકારમાં હોવાથી જીસ્મ તથા આકારનાં અંદર અખંડ અને અવિનાશ છે. કે જે ખુદાનીજ સિફત ધરાવે છે. અથવા આકાર સ્વરૂપમાં નિરાકાર **જ્યોતિને** આકારનાં વ્યવહારથી ઝાંખ લાગતી નથી, કે જ્યાં ઉપર બતાવેલી "સુરતલ સાદની" ૭૧ તથા ૭૨મી આયાત મુજબ અલ્લાહનું નુર પુરૂષના આકારમાં, તેની પોતાની ઇચ્છા વડે હોયછે. અને તેટલાજ માટે તેવા નુર ને સિઝદો કરતા મ્હોં ભર પડવા માટે હુકમ કરે છે; કે જેમ નહિ કરનાર કાફરમાંનો ઇબલીસ હતો. અને વળી હિન્દુ શાસ્ત્રો પણ પરમાત્માનો પ્રભુ અવતાર કહીને ઉચ વંદનીય ભાવના બતાવે છે. આ બેઉ સમ ભાવના ઇસ્લામનાં મહાન અને વિશાળ એતેકાદને ખલલ પહોંચાડતા નથી. અને તેવીજ રીતે "તત્વગીતા"માં પણ ઇસ્લામના સિદ્ધાંતોને અનુકુળ રીતે સમજાવેલું છે કેઃ—

"અનાદિ જો શકિત હયે, તિસકોંહી જડ ચૈતન્યકા પર્યાયકા કર્તા "મનાતે હયે. તિસ અનાદિ દિવ્ય શકિત કે પાંચ રૂપ હયે. જો કુછ

"જગતમેં હો રહા હયે, સો ઇન પાંચોહિ કે નિમિત્ત ઉપાદાનસે હો
"રહા હયે. ઔર ઇસ દ્રવ્ય તત્વકોહી ઇસિ પર્યાય રૂપ જગત કર્ત્તા
"માનતે હયે"

આ ઉપરથી અનાદિ દ્રવ્યશક્તિનાં પાંચરૂપ કે જેને "તત્વ ગીતા" જગત કર્ત્તા ઓળખાવે છે; તેવીજ રીતે ખુદાઇ નુર તરીકે "પંજેતન" એ ઈસ્લામની માનીનતા મુજબ જગત ઉત્પત્તિનાં કારણ રૂપ છે. તો પછી એ બેઉને એકસ્વરૂપે પવિત્ર પ્રયાસ કરી પીર સદરદીન સાહેબે ખુદાઇ અવતારની ગણત્રી સમજાવી છે, તેમાં કંઈ પણ શંકા બતાવનારને ઇસ્લામી દુનિયા બેઇમાન માને, તેનો નિશાનો પંડિત રાધાકૃષ્ણ થાય; તો અમો ઈસ્માઇલીઓ તેમ કહેવાને તેમનાં આ પહેલા સવાલના પહેલા ભાગ માટે નવાઈ માનતા નથી.

પહેલા સવાલનાં બીજા ભાગમાં પંડિતજીએ એક હિન્દુ થઇને જે પ્રશ્ન કીધો છે? કે—**ખુદા, ઈનસાન તથા જનાવરમાં પણ આવે જાય છે કે?** સવાલના આ ભાગ માટે રાધાકૃષ્ણ સનાતની હિન્દુ બાઇઓને પૂછે એમ અમો ઇચ્છીશું. અથવા ભાગવદ્દગીતામાં શ્લોક (૬૧)માં વાંચવા ભલામણ કરીશું. કારણ કે તેમાં કહેલ છે જે:—

**શ્લોક—ઈશ્વરઃ સર્વ ભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ।**
**ભ્રામયન્સર્વ ભૂતાનિ યંત્રારૂઢાનિ માયયા॥**

અર્થ—હે! અર્જુન! ઇશ્વર યંત્ર ઉપર બેસાડેલા સર્વ ભૂતોને માયાવડે ભમાવતો સર્વ ભૂતોનાં હૃદય સ્થળમાં રહે છે.

આ મુજબ ખુદા અથવા ઇશ્વરની દરેક પ્રાણીમાં હસ્તી છતાં ખુદા શબ્દ ઉપર જે મુહબ્બત પંડિતજી ધરાવતા નથી, તે તેમનાં વાક્યની રચના ઉપરથીજ દેખાય છે. ખરેખરી રીતે એ વાક્ય ખુદાના નામને બદલે પ્રભુ કે ઇશ્વર એમ મુક્યું હતે, તોપણ અમોને વાંધો હતો નહિ. કારણ કે અમો ખુદાના નુરને અથવા ઈશ્વરનાં તેજને વર્ણન

કરનારા ઇસ્માઇલીયોને માટે તે સરખું છે. પરંતુ મુસલમાન ભાઇઓને પણ ખરાબ લાગે તેવી રીતે, પોતાના મનથી ઉભા કરેલા પાપી પ્રશ્નોમાં ખુદાનાં નામથી પોતાનું પાપ પ્રગટાવ્યું છે. જો કે એ સવાલની રચના ઇસ્માઇલીયોને માટે મુસ્લમીન ભાઇઓમાં ખરાબ અસર કરાવવાના હેતુથીજ કરી છે. પરંતુ "ખોદે તે પડે" એ હિસાબે એ વાકયની રચનાં રાધાકૃષ્ણની (અથવા જો એ મુજબ બીજા દયાનંદી માનતા હોય તો તેમના) ઉપર પણ આફત ઉતારનાર છે. કારણ કે ખુદા સર્વજ્ઞ ને સર્વવ્યાપી ખુદાની સ્તુતિ જે મંગળાચરણમાં પંડિતજીએ કરી છે, તે કોઈ ગ્રંથમાંથી બારોબાર વગર સમજે લખી હોય, એમ દેખાય છે. કારણ કે, અમો ખુદાઇ નુરની સમજ આપી ગયા, એ હિસાબે એ ખુદા પાકનું નુર આખી સૃષ્ટિમાં જલ્વાગર છે. અને ઇન્સાન, હેવાન, ચરંદ, પરંદ, સુરજ, ચંદ્ર, જમીન, આકાશ, પાતાળ, દરેકમાં એ સર્વ વ્યાપિ ઇશ્વરની સત્તાથીજ દરેક હીલચાલ થાય છે. અને તેમાં ઇન્સાનને ઇન્સાનનાં સ્વરૂપમાં પોતાના નુરથી જેમ જ્ઞાન બક્ષે છે. તેવીજ રીતે જાનવરો માટે પણ પોતાની સ્વતંત્ર સત્તાથી તેમનું રક્ષણ કરે; રસ્તો બતાવે; તો અમો ઇસમાઇલીયો, પવિત્ર ઇસ્લામનાં ધોરણે પણ અમાન્ય કરી શકીએ નહિ; કારણ કે આદમનાં બે પુત્ર હાબીલને કાબીલ. તેમાં પહેલાને બીજાએ મારી નાંખતાં કાગડાથી દાટવાનો રસ્તો મેળવ્યો છે. અને તે પણ ખુદાનો રસૂલ (મોકલેલો) અર્થ સૂચક રીતે માની શકાય. તેમજ ઉદ્દ્દઇ (કીડી) કે જેણે સુલેમાન પેગમ્બરથી દાખલો બેસાડયો છે, અને તે ઉદ્દ્દઇ પણ ખુદાના તરફથી સુલેમાન પેગમ્બરની લાકડીને સળો નાંખવા મોકલાવી હતી; કે જે લાકડીના ટેકા થી ઉભેલા સુલેમાન પેગંબરનું રૂહ એવીજ હાલતમાં કબજ થયા પછી પણ તેમનાં જીસ્મને ચોકસ મુદત સુધી ટેકવી રાખનાર હતી. તે ઉપરાંત છેલ્લાંમાં છેલ્લાં અને સૌથી બુઝુર્ગ પેગંબર સાહેબ હઝરત મહમદ મુસ્તફા જ્યારે પહાડની ગુફામાં છુપાયલા હતા, ત્યારે કરોળીયો જેણે

ગુફાનાં મ્હોં આગળ જાળા બાંધી ખુદા તરફનું રક્ષણનું કારણ બન્યો હતો. આવાં જીવજંતુ અથવા જાનવર જ્યારે જ્યારે ખુદાના હુકમથી કામ કરે છે. ત્યારે ત્યારે તેનાં તરફ ભાવવૃત્તિ પ્રેરવાનું કારણ તે પણ માત્ર ખુદાનાં સ્વરૂપનાં ધોરણેજ અમો ઈસ્માઇલીયો માનવામાં ખરૂં માનતા નથી. અને તેથી અવતારના નામથી અમારા પીર સદરદીને કરેલો સુંદર અર્થ; રાધાકૃષ્ણનાં હિન્દુ નામને લજાવનારા તરીકે ખરાબ નિય્યતની શંકા ઉભી કરી, મુસલમાન ભાઇયોને બહેકાવવાનો ઉદ્દેશ નથી ફળતો, એમ અમો હિંમતથી કહેતા રહીશું.

આ રીતે ખુદા ઈન્સાન તથા જાનવરમાં પોતાનું નુર પ્રગટ કરી સંકટ વખ્તે જગતનો, અને પ્રાણીમાત્રનો ઉદ્ધાર કરે છે, એમ અમો અમારા ઈસ્માઇલી તરીકાનાં એતેકાદ મુજબ સિદ્ધ કરીયે છીએ. અને તે પંડિતજીને પૂછીશું. કે સર્વજ્ઞ, સવવ્યાપી, અને સર્વ શકિતમાન ખુદા વિષે આથી ઉલ્ટું શું કહેવા માગોછો? તે સ્પષ્ટ કરશો. જો ખુદા પોતાની મહાન શકિતવડે દુનિયાના કોઇ પણ પ્રાણીમાં પોતાની સત્તા વાપરે? અને માછલી, કાચબો: કે વરાહ અવતાર રૂપે ઉધ્ધાર કરે; તો તેની અનંત સત્તાની આડે આવવા માત્ર નિરીશ્વર વાદીયોજ પોતાની મૂર્ખતા ભર્યા સવાલો લાવે. અને અમો અજબ થઇશું. કે એકેશ્વર વાદી આર્યસમાજીઓનાં શિયાળોમાં શ્વાનસ્વરૂપ પંડિતજી! પવિત્ર ઈસ્લામનાં હકીકતી દરજ્જાના હાથી સામે, પોતાનો અવાજ કહાડવા નિકળ્યા છે; તે દુન્યા ભરમાં ફેલાયલા સત્ય ઈસ્લામ સામે થવા બરોબર છે, એમ સ્વપ્ને પણ નહિ જાણતા હોય, એમ દેખાય છે. વળી પંડિતજી અવતારોનાં કારણ પુછે છે, અને તે નીચેના વાક્યમાં સમજતા લાગે છે તેમ, તે ખરૂં છે કે "જગતનું કામ કરવા માટેજ અવતારો લીધા હતા." અથવા પોતાનું નુર પ્રગટ કર્યું હતું.

પંડિતજી એક મનુષ્યત્વ ખોઇને જગતકર્ત્તા સામે પૂછવા નીકળે છે. કે અમુક રીતે ખુદા એ કામ કર્યું, તે કરતાં બીજીરીતે થઇ ન શકતે?

આ પ્રશ્ન એવો છે કે-પંડિતજી! આંખે જોવે, તેનાં કરતાં કાનથી જોવાનું ખુદા ન કરી શકતે! એમ પુછી બેવકુફાઈ બતાવવા જેવું છે? એમ સાધારણ માણસ પણ બેધડક કહી દેશે. પણ અમો અજબ છઇએ કે, ઇશ્વર પ્રત્યે પંડિતજીની આસ્થા કેવા પ્રકારની છે? અને અમોએ ઇબિલીસની ઉપમા પંડિતજીને મંગળાચરણમાં આપી છે. તે જોતાં કહીશું, કે અલ્લાહનાં કામમાં ખામી જોવી, તે શયતાન ઇબલીસનાજ વિચારો હોઇ શકે: જેમકે મૌલાના રૂમ મશનવી શરીફમાં કહે છે કે--

અયે બસા ઇબલીસ, આદમ રૂઇ હસ્ત;
પસ ન બાયદ હર, કસીરા દાદ દસ્ત.

અને ખરૂં છે કે "યહદીલ્લાહો મંય્યશાએ," એટલે ખુદા જેને ચાહે તેનેજ હીદાયત કરે છે. પણ **ખતમલ્લાહો અલા કોલુબે હિમ, વ અલા સમએ હિમ, વ અલા અબસારે હિમ ગેશાવતુંવ વલ: હુમ અઝાબુનઅઝીમ**-એટલે ખુદાએ જેનાં દીલો ઉપર, આંખો ઉપર અને કાનો ઉપર મોહર કરી છે તે કદી હીદાયત પામતા નથી અને એજ હિસાબે; હકીકતી દરજજાનાં ઇસ્લામનાં ઇશ્માઇલી ફીરકામાંથી નીકળી જવું, અને આર્યસમાજ જેવાં તોફાની અને બેવકૂફ મંડળમાં ભરાઇ, પોતે પોતાને જ્ઞાની માની, પથરા ફેંકવાનું પંડિતજી રાધાકૃષ્ણને શામાટે હરખાવનારૂં ન બને? તેમાં અમો અજબ થતા નથી. ત્યારપછી પંડિતજી પહેલા સવાલનાં છેલ્લા ભાગમાં પણ અવતાર બાબત જે કટાક્ષ કરેછે તે ઉપર આવીશું. **અવતાર** એટલે નૂર જે જીસ્મ (દેહ) માં પ્રગટ થાય છે; તેને કહેવામા આવે છે. એમ કહી ઇસ્લામી તવારીખોમાં મુસા પેગંબર ઝાડ સાથે વાત કરતા હતા. અને તે ઝાડમાં ખુદાના નુરવડે હિદાયત પ્રકાશતી; એમ દાખલો આપી કહીશું કે-રાધાકૃષ્ણે ભુલી જવું જોઇતું નથી, કે ઇસ્લામનાં સિધ્ધાંતો ચાર દરજજાથી દરેક અધ્યાત્મિક સિદ્ધ ધરાવે છે.

તેમાં પ્રથમ પગલાનાં શરીયતનાં પવિત્ર પણાને લેશ પણ આંચ આવ્યા વગર, સળંગ રીતે મારફત સુધી તેમાં રહસ્યો સિદ્ધ થયેલાં છે. અને અમારા પીર સદરદીન સાહેબે એજ રહસ્યોને અવતાર લેખી હિન્દુ શાસ્ત્રનાં અવતારોની સમજને સ્હેલી કરી, ઇસ્લામ મતનો બોધ કરવાને મહાન કાર્ય બજાવ્યું છે; વળી ઇસ્લામની મુખ્ય માનીનતાના ધોરણે એક લાખને ચોવીસ હઝાર પેગંબરો જે આ દુનિયામાં ખુદાઇ જ્ઞાનનો બોધ કરતા આવ્યા છે. અને કુરઆને શરીફમાં સુરતુન નુરમાં અલ્લાહનાં હુકમ મુજબ-યહદીલ્લાહો બે નુરેહી મંય્યશાઓ-એટલે અલ્લાહ પોતાના નુરવડે જેને ચાહે તેને હિદાયત કરે છે." તે મુજબ પેગં-બરો ખુદાના નુર છે; એમ અમો માનીને કહીશું કે-એવા પેગંબરો જેની સંખ્યા ઇસ્લામે એક લાખને ચોવીસ હઝારની માને છે. તેમાં છેલ્લામાં છેલ્લા અમારા પેગંબર હ૦ મોહમ્મદ મુસ્તફાના અગાઉનાં પેગંબરો કે જેની મોટી સંખ્યાના નામો કુરઆને શરીફમાં માત્ર (૨૮) સિવાયનાં નથી. તેઓમાંના જેણે હિન્દુસ્તાનમાં મૂર્તિપુજા તજાવી છે, અને અલ્લાહની વહદાનીયત અનુકુળ ભાષામાં સમજાવી છે; તેમાં અમારા પીર સદરદીન સાહેબે જે ઉપદેશ કરી તે વખતનાં ઇસ્લામને અનુકૂળ શાસ્ત્રને સાચું સિધ્ધ કર્યું હોય; અને તેમાં હિન્દુ તથા મુસલમીન એવો ભેદ તજાવ્યો હોય, તો તેનાથી બીજો કયો ચઢતા દરજ્જાનો ખુદાઇ બોધ હોઇ શકે ! અને પંડિત રાધાકૃષ્ણ તથા આર્યસમાજી જેઓ પેગંબર નામને પણ મ્લેચ્છ કે યવન લેખી ભડકતા હોય, તથા તેવાજ રીતે "અહમદ"-"અહદ"ના ઇસ્લામના બુલંદ દરજ્જાનાં શરીયતથી ચઢીયાતા શિક્ષણની સમજ જેને પુર્ણ નથી. અને જેઓ આકેબતની જોખમદારી સંપુર્ણ સમજતા નથી; તેવાઓ ખુદા અને તેના નુર (અવતાર)ની વિરૂધ્ધ બખાળા કાઢે; તેની હકીકતી રાહનાં ઈસ્માઇલીયોને, બ્રિટીશ સરકારનાં ઇનસાફી રાજ અમલમાં અને ખુદાની વિશાળ ખુદાઇમાં શાને માટે દહેશત હોય ?

પંડિતજી પહેલા સવાલનાં છેલ્લા વાકયોમાં પીર સદરદીન વિગેરે ગુરૂ

બ્રહ્માના અવતાર મનાય છે, તે સ્પષ્ટ થવા ઇચ્છીને અવતારનાં ઉપનામથી ભડકાવનારી પધ્ધતિ વાપરતા લાગે છે; પણ અમો "અવતાર" એટલે લીબાસ અથવા જોમો (જીસમ)માં ખુદાનું નુર પ્રગટ થવાનું ખુલાસાવાર ઉપલા ભાગમાં સમજાવી ગયા છીએ. છતાં ગુરૂબ્રહ્માનો અવતાર પીર છે. એમ આ સ્થળે સ્પષ્ટ કરીશું, જે પંજેતનનું નુર સૃષ્ટિની ઉત્પત્તિ અગાઊ ઇસ્લામ સ્વિકારે છે; તે પંજેતન એટલે પાંચતન કલિજુગના જમાનામાં પ્રગટ સિલસિલાવર થયા છે. તેમાં હિન્દુશાસ્ત્રમાં ગુરૂબ્રહ્માને સૃષ્ટિની શરૂઆતમાં ઓળખાવ્યા છે; જેને તેજ શાસ્ત્રમાં ચોથા જુગનાં, ચોથા ગુરૂ, તરીકે મહ્મદના નામથી અથર્વ વેદમાં સ્પષ્ટ કરેલ છે. જે અથર્વ વેદ આર્યસમાજીયોની ધ્રષ્ટતાના લીધે ખરા આકારમાં બહાર લાવવાની અટકાયત દયાનંદે પોતાનાં "**સત્યાર્થ પ્રકાશ**" નામનાં ગ્રંથમાં કરવા કોશેશ કરી છે. પરંતુ સત્યને છુપાવનારાઓ પોતેજ છુપાઇ જશે; અને સત્ય હમેશાં પ્રગટ થતું રહેશે. એ ધોરણે અસલ **અથર્વ વેદનું** સ્પષ્ટીકરણ બીજા વેદો માફક ઇનસારી હિન્દુ પંડિતોને હાથે "**અલ્લોપનિષદ**" લખાઇ ચુકેલ છે અને તેમાંના નીચેના શ્લોક ઉપર પંડિતજીનું સત્ય ધ્યાન ખેંચી **સત્યાર્થ**નો પ્રકાશ કરવાને સતપંથની સત્ય દલીલો સાબેત સમજાવીશું.

**શ્લોક—अल्लोर रसुल महमदर कवरस्य अल्ला अल्लाम ।**
**ओम् अल्ला इल्लल्ला स्वरूपाय अथर्वणा श्याम ॥**

આ શ્લોક હિન્દુશાસ્ત્રનો છે; અને તે શાસ્ત્રનાં આધારેજ અમો સત્ય (ઇસ્માઇલી) પંથની પેરવી કરાવનાર અને ઇસિલામના સત્ય સિદ્ધાંતોનાં હકીકતી તરીકાનું શિક્ષણ આપનાર અમારા પીર સદરદીને પોતાની કિતાબમાં ગુરૂબ્રહ્માનો અવતાર નબી મોહમદ મુસતફા છે, અને તે નબીનાં સ્વરૂપ અમારા પીરો છે એમ બતાવી; ઇસલામના અને હિન્દુશાસ્ત્રનાં કયા ઉંચા સિધ્ધાંતોનો ભંગ કરયો છે? તે પંડિતજી

દેખાડશે; ઉછાંછળા વિચારથી પંડિતજી પોતાનું દંભી પાંડિત્યપણું આ મહાન ઉદ્દેશ તરફ કદીપણુ બતાવવાની હીમત કરે; એવું અમો માનતા નથી. અને કદાચ "પારકી લેખણુ ને પારકી શાઈ" વાળી કહેવત મુજબ પંડિતજી પોતાનું મન્તું મારે, તો તેને ડાહ્યા અને વિચારવંત ઇસલામના આલીમો, કે જેઓ આર્યસમાજીઓની નિંદા ભરી લખાવટ અને તુંદાઇનો અભ્યાસ કરી ચૂકયા છે ! તે કદી પણુ તેમનાં તોછડાપણાનો વિચાર કરયા વગર રહેશે નહિ. બલ્કે અમારા પીર સદરદીન સાહેબે–ઇસ્લામની ઉંચા દરજ્જાની હુજ્જતથી બીજા ધર્મવાળાઓનાં અસત્ય સિધ્ધાંતોનું જેમ ખંડન થતું આવ્યું છે, તેનાં કરતાં–ખુદાઇનુરનાં નામથી કરેલ ઇસ્લામની મહત્તા અને શરીઅતથી તરીકત, અને છેવટે હકીકતી દરજ્જાનું ઉત્તમ રહસ્ય સમજાવી, ભેદ વગરનો જે મહાન બોધ કરયો છે, અને જેના પ્રતાપે આજે હજારો; લાખો હિન્દુઓ છેલ્લા નકલંકી અવતારના ખુદાઈ નુર સ્વરૂપ મૌલા મુરતઝા અલી ઉપર ઇમાન લાવી, તેમની સીધી નસલે ઉતરતા આવેલ, એ ખુદાનાં નુર સ્વરૂપ ઉપર ઇમાન ધરાવી સત્ય અને પવિત્ર ઇસ્લામની જે મહાન સેવા બજાવી છે. તેની ગણત્રી કરી પીર સદરદીન અને બીજા પીરો જેઓ ગુરૂબ્રહ્માનાં અવતાર મનાય છે, તેની તારીફ કરી પોતાની ઇમાનદારી ઝળકાવશે. **અલી** અને **નબી** એ બેઉ એકજ સ્વરૂપની બે વ્યકતી જેમ અરબસ્તાનમાં ઇસ્લામનાં ઉપદેશ માટે પ્રગટ થઇ હતી. તેજ ધોરણે ગુરૂબ્રહ્માનું સ્વરૂપ અવતારનાં શરૂ પ્રકરણમાં હિન્દુશાસ્ત્રનાં વેદમાં સલજાવેલું જુદું પડતું નથી, તેવીજ રીતે શ્રી કૃષ્ણે ગીતામાં કહ્યું છે કેઃ—

શ્લોક—सर्व धर्मान्परितज्य मामेकं शरणं व्रजः
अहं त्वा सर्व पापेभ्यो मोक्षायिष्यांमि मा शुचः ॥

(भ. गीता–६५.)

**અર્થ**—સર્વ ધર્મોને પરિત્યાગ કરી એક મને શરણુ આવ, હું સર્વ પાપોથી છોડાવીશ; શોક ન કર.

આવા હિન્દુ અને મુસલમીન શાસ્ત્રોનાં ઉંચ સિદ્ધાંતોનું સમાનપણું પીરસદરદીને પોતાના વખતમાં બતાવી મુર્તિ માનનારી હિન્દુ પ્રજાને જે બોધ આપી મુસલમાનનાં તરીકાનાં પવિત્ર અને સ્પષ્ટ ધર્મ ઉપર આસ્થા બેસાડી, કે જેવી રીતે બીજા કોઇપિણુ ઇસ્માઈલી સિવાયનાં ઉપદેશકો બેસાડી શકયા નથી. તેજ ઇસ્માઇલી પીરકાની મહત્તા દરશાવે છે.

આ વિશાળ કારણો સહિતનો પેહલા સવાલનો જવાબ નીચે મુજબ સ્પષ્ટ કરનાર છે, કે ખુદા પોતાની સ્વતંત્રતાથી નુરવડે જીસ્માની લીબાસમાં હીદાયત કરે છે. જેને ઇસ્માઇલીયો ગુજરાતી ભાષામાં ખુદાનો અવતાર થાય છે, એમ માને છે. અને ખુદા પોતાની સર્વ વ્યાપી શકતીવડે જનાવર અને બીજા પ્રાણીયોમાં પોતાનું નુર પ્રગટ કરે છે. અને તે ધોરણે હિન્દુશાસ્ત્રમાનાં દસ અવતારો ઇસ્માઇલીયો સાચાં માને છે અને નવ અવતારો પછી દશમાં અવતાર તરીકે મૌલા મુર્તઝાઅલીને માને છે. અને ગુરૂબ્રહ્માનાં અવતાર તરીકે પેગંબરો અને પીરોને ગણી તેમનાં બોધ અનુસાર વરતે છે; પણ ઇસિમાઈલીયો કદીપણ એ અવતારનાં જીસ્મને પુજતા નથી? પણ તેમાં રહેલા પાક નુરનેજ નમેછે. અને તે નુર નસલ બ નસલ ઓલાદે અલીમાં જ્યાં જ્યાં ઝળકે છે, તેનેજ તે વખતનાં **ઈમામ** તરીકે ઓળખી તાબેદારી કરી છે. અને તે મુજબ અલ્લાહપાકનું નુર ઓલાદેઅલીમાં હાલના નામદાર આગાખાનનાં જીસ્મમાં ઉતરતું આવેલું છે. અને તેટલા માટે તેમને **ઈમામ** ગણીને અમો ઇસ્માઇલીયો પોતાનો રાહબર માનીએ છીએ. અને એમનાં જીસ્મમાં રહેલાં અલ્લાહનાં નુરની પરશતેશ કરનારા છીએ.

—*—

## સવાલ (૨) જો.

તમો પોતે શું ખુદા છો? અગર જો તમે હોવ તો કોઇ શાબીતી ખુદાઈની આપશો? અગર જો નહિ હોવ તો; આપની મજહબી કિતાબ "હાઇશમ્સીયા" માં આપને ત્યારે શું કરવા તમારા પિરોએ ખુદા કહેરાવેલ છે?



## જવાબ (૨) જો.

આ સવાલનો જવાબ અમારા પહેલા જવાબમાં સમાઇ જાય છે; પણ પહેલા સવાલના જવાબની અમારી દલીલો જ્યારે શાસ્ત્રના આધારે અવતાર સાબીત કરનારી હતી, ત્યારે આ સવાલની સાબીતી ઇશ્ક (પ્રેમનાં) દાખલાથી રજુ કરીશું; કે. એ આ બીજા સવાલના જવાબમાં અમો ઇશ્કનું સ્વરૂપ માનીએ છીએ. અને ઇસમાઇલી ધર્મ અથવા હકીકતી ઇસલામનો પાયો ઈશ્કેહકીકીના ઉપરજ છે.

આ બીજો સવાલ પંડિતજીએ એમ સમજાવવાનાં હેતુથી પુછ્યો લાગે છે કે, ઇસમાઇલી લોકો આગાખાનને ખુદા તરીકે માને છે; એમ મુસલમાન લોકો જાણે, તો અજ્ઞાન મુસલમાનો અથવા શરીઅતથી આગળ નહિ વધેલા મુસલમાનોનો જુસ્સો ઉશ્કેરાય અને ઇસમાઇલી હકીકતી ધર્મ તરીકે, કે જેમાં નવા ભળેલા ઉંચ પંકતીના હિન્દુઓ અને બીજા હઝારો હિન્દુઓ છુપી રીતે ઈસમાઇલી ધર્મ ઊપર અથર્વ વેદનાં હિસાબે ઇમાન લાવતા જાય છે. તેવા ઇસલામના ઝઉહરને હિન્દુસ્તાનમાં અટકાવવાનો પોતાનો આર્યસમાજી તરીકેનો હેતુ કામે લાગે! અમો કબુલી શું કે, ઇસમાઇલી ધર્મનાં સિધ્ધાંતો હકીકતી અને છેવટ મારફતના સિદ્ધાંતો મેળવવા વગર રોજે હશરનો જવાબ મોંઘો થઈ પડે. અને આ ઇસલામનું શિક્ષણ સુરીમતને પસંદ કરનારાઓ સહેલાઇથી સમજી

શકશે કે, જેઓના મતનો પાયો અમારા માફક ઇશ્ક હકીકી ઉપર રચાયલો છે: અને હિન્દુશાસ્ત્રમાં વેદાંત જાણુનારાઓ પણ બુધ્ધિકરતાં પ્રેમની મહત્તા વિશેષ માને છે; ત્યારે સિધ્ધ એ થાય છે કે હિંદુ અને મુસલમીન શાસ્ત્રોની મરીયાદા, પ્રેમના અમરયાદ પણા આગળ કંઈ વિશાતમાં નથી. અલ્લાહના ઇશ્કમાં મસ્ત પ્રેમઘેલાઓના સત્તાવાર કથનોમાં "મનસુર" મુખ્ય દરજ્જો ધરાવે છે. અને "**અનલ હકક**" નો ઉચ્ચાર કરતાં શરીઅતી ભાઇયોનાં જોખમે. મનસુરને સુલી ઉપર ચઢવું પડયું; અને તેજ મનસુરની આજે ઇસલામી દુનિયા તારીફ કરે છે, તે બતાવે છે કે, જમાંનો હવે શરીઅતથી આગળ વધી તરીકત, હકીકત અને મારફતની કદર કરેછે. અને તેથીજ મૌલાના **રૂમી**ની મસ્નવી શરીફ તથા મૌલાના **હાફેઝ**ની સ્વતંત્ર ગઝલો વિગેરે માન સાથે સાંભળવામાં આવે છે; અને એજ ધોરણે હિન્દુસ્તાનના શાયરોની હકકાની કવ્વાલીયો; ગઝલો પુર છુટથી ગવાય કે જેના હરેક બંદમાં **એહલેબૈત**ની તારીફ ખુદાના નામથી કરવામાં આવેછે જેમકે:—

અદબ સે જબાં થામ કર રહે ગયા મેં,
હમીએ ખુદાકો ખુદા કહેતે કહેતે !

"દાગ."

વળી એક સુફીઝમ સિધાંત છે કે:—

*** જબ કે મૈને આરિફે મુરશીદકો ખુદા પાયા !**
**ખુદ ખુદા હોકર મુઝે સિર્રે ખુદા બતલાયા !**

એ ઉપરાંત બંદગી (નીમાજ) એહલેબૈતના ઇશ્ક વગર કોઇ કામની નથી, એમ નીચેનો પ્રસિધ્ધ બૈત ખુલ્લું સિધ્ધ કરે છે, કે એહલેબૈત તેજ જાણે કેમ ખુદા ન હોય ?

એ હુબ્બે એહલેબૈત ઇબાદત હરામ હયે!
ઝાહેદ તેરી નમાઝ કો મેરા સલામ હયે!

વળી મૌલા અલી વિષે નુસેરી કોમ ખુદા કહે છે; એમ એક શાયર સિધ્ધ કરે છે. અને તેમાં પોતે નવાઈ માનતો નથી કે:—

**ક્યુંકર ન કહે કૌમે નુસેરી ખુદા અલી!**

ત્યારે મેઅરાજમાં નબી મોહમદ મુસ્તફાને અર્શના પરદામાંથી અલીનો અવાજ! ખુદાના અવાજ તરીકે સંભળાયો, જમતી વખત થાળમાં ખુદાના હાથ બદલે અલીનો હાથ હતો. આ સઘળા શરીઅતી લોકોનાં મૌજુદ દૃષ્ટાંતોના ઇશારા અમો ઇસમાઇલીયો સ્પષ્ટ ખુદારૂપે અલીમાં સમાયલા નુરને ઇશ્કનાં દરજ્જે સુફીયો માફક માનનારા છીએ, અને તેને દરજ્જા બદરજ્જા એજ અલીનું નુર અમારા શિરતાજ મુરશીદ નામદાર આગાખાનમાં હોઇ એમનાં નુરનાં ઇશ્કમાં "ખુદા" અલીની માફક ગણીએ, તો તેમાં એબના વાળની નડતરથી સારૂં નહિ જોઇ શકનાર પંડિતજી જેવા બ્હેકી જાય, તેમાં નવાઇ માનતા નથી, કારણ કે મૌલાના રૂમ પણ કહે છે કે:—

**પાક કુન દુ ચશ્મરા અઝ મુએ એબ!**
**તા બબિની બાગે સરવસ્તાને ગૈબ!** ૧

**અર્થ**—તારી આંખોથી એબનો વાળને દુર કરી જો, તો તને અલ્લાહની કુદરતનો સુંદર બગીચો દેખાશે.

* * *

**ઉઠા દીજીએ આંખોસે પરદા ખુદીકા,**
**ફીર જીધર દેખીયે ખુદાહી ખુદા હયે.** ૨

એજ મૌલાના રૂમ પોતાની મશનવીમાં કહે છે કે:—

**હરશુજાઅત શેરે રબ્બાનીસ્તી!**
**હર મુહબ્બત ખુદ કે દાનદ કીસ્તી!** ૩

દર મુરૂવ્વત અબરે મુસાઇ બતીહ
કામહજી દયે ખાનો નાને બેશબીહ. ૪

**અર્થ**–બહાદુરીમાં અલ્લાહનાં શેર અલી તમે છો ! પણ મુરૂવ્વત તમારી તો તમેજ જાણો !

તમારી મુરૂવ્વત એ હતી કે, **તીહ**નાં જંગલમાં ચાળીસ વરસસુધી ભટકનાર મુસાની કૌમને **યા અલી** આપનીજ મુરૂવ્વતથી ખાવા પીવાનું મળતું રહ્યું હતું.

*  *  *  *

આ શબ્દો અને "લાફ્તા ઈલ્લાઅલી" એટલે અલી સિવાય કોઇ મોહટો નથી. એ વાકય અલીના નામ ઉપર અને કામ ઉપર તથા તેમનાં નુર ઉપર જે નુર અલ્લાહનું હોઇ હય્યુલ કય્યુમ એટલે કાયમ હોવાની સિફત ધરાવે છે, તેનો ઇશ્ક રાખનાર અમો ખુલંદહીમત્તનાં અને સાચા એતેકાદના ઇસમાઇલીયોને એજ અલીનાં નુર તરીકે નામદાર આગાખાનને "નુરે ખુદા" કહેવામાં આંચકો શાનો હોય? પરંતું પંડિતજીને હિંદુશાસ્ત્રની રૂઢી મુજબ અને વેદાંત માર્ગનાં હિસાબે પુછીશું કે "અહંબ્રહ્માસ્મી" એટલે હું બ્રહ્મ છું (ખુદા છું) એમ કહેવાનો એક પુર્ણ જ્ઞાનીને હક છે કે નહિ? અને જો છે, તો પછી સાધારણ મનુષ્યથી વિશેષ અને જેઓ અમારા નબી ની આલ અને ઓલાદે અલીની નસલમાં ઉતરી આવેલા નામદાર આગાખાનને જ્ઞાન કરતાં ઇશ્કને હિસાબે નુરેખુદા કહેવાથી કયા શાસ્ત્રના આધારે પંડિતજીને વાંધો આવેછે? તે સમજાવવા તક લેશે. પંડિતજી પરમાર્થનાં આબિદનાં લિબાસમાં સ્વાર્થના શેતાન તરીકે, જે હિન્દુભાઇયો, ઇસમાઇલી ધર્મના પેશવા નામદાર આગાખાનને નુરે ખુદા તરીકે માને છે, તેની આસ્થા તોડવા પ્રયત્ન કરી રહ્યા છે.

પણ તેઓ જાણતા નથી કે હિંદુશાસ્ત્ર તો અવતાર માનતા આવ્યાં છે. તેથી અથર્વવેદનાં આ જમાનામાં ઇશ્વરનો અવતાર અલી છે એમ માનતા હોવાથી, અમો ઇસમાઇલીયો કરતાં ચઢતે દરજ્જે નામદાર આગાખાનને માનનારા છે. અને આજ ચારસો વરસથી બાપદાદેથી એમની એ માનીનતા નામદાર અગાખાનનાં વધુ ને વધુ નજદીકી મળવાથી તથા એમના ઇશ્વરી અવતારના બોધથી વધુને વધુ ભાવના રાખતા આવે છે. એ ઉપરાંત ગયા સને ૧૯૧૫ ના જુલાઇ માસમાં ગુજરાતનાં તથા મુબઇનાં બાહોશ અને ઉંચવર્ણના બ્રાહ્મણ, વણીક, કણબીયો જે જાહેર રીતે ઇસમાઇલી થયા છે. તેનો દાખલો લઇ પંડિતજી કદાચ પોતે પણ નામદાર આગાખાન ખુદાનો અવતાર છે કે નહિ ! તેનો વીચાર કરે, તો તેમને એ પાછા ઇસમાઇલી થવાનું કારણ છે ! પણ આર્યસમાજનાં મંડળમાં પંડિતજીનું હૃદય વિચારશુન્ય થઈ ગયું હોય, તો અફસોસ છે એમના માટે ! કે, ઇશ્વરનો અવતાર માનનારી જાતમાંથી અને મુરતીને નહિ પુજનારી કોમની છતાં, અથર્વવેદનાં અવતાર માટે પોતાની અકક્લનો અને સારી સમજનો પોતાના માટે ઉપયોગ નહિ કરતાં, હિન્દુ અને મુસલમાન અને તેની સાથે ઇસમાઇલિયોની ધિઃકાર દ્રષ્ટિનું કારણ બન્યા તેને માટે !

પંડિતજી ! તમો વધુ જાણો, કે જેમ આર્યસમાજીયે ને છેલ્લાં (૨૫) વરસથી વેદના આધારે મુતિપુજા તજાવવાનું સુઝયું છે; તે નામદાર આગાખાનને મુર્તિપુજા તજાવવાનો વારસો બાપદાદેથી ૧૩૦૦ તેરસો વરસ ઉપરાંતનો જાહેર રીતે ચાલતો આવે છે; છતાં મુર્તિપુજા તરફ તમો જે દુન્યવી અને ઘણાંજ અપ્રિય બોધ તમો કરોછો, ત્યારે ઇસલામ તરફનો બોધ અને અમારા પીર સદરદીન સાહેબનો હકીકતી ઇસલામનાં ઉંચ દરજ્જાનો ઉપદેશ કેવાં સત્ય કારણોસહિતનો છે, તેનો વિચાર કરશો તો અમારા મુરશીદ અને ઈમામ તરફથી ગુરૂ (પીર) તરીકે જે મુકરર થાય છે, અને તેઓ જે ખુદાઇ નુરની પિછાનતનો

અસરકારક બોધ કરે છે તે, અને તમારા સત્યાર્થ પ્રકાશ, અને તેનાં ભાંડણપણા માટે તોલકરો! તો નુરાની દૃષ્ટાંતો હકીકતી ઇસલામની સીડી મારફત ખુદા અને તેનાં નુરનાં દીદાર કરવાનો અનુભવ કેમ પ્રાપ્ત કરાવે છે? તેની સમજ પડે, અને હકીકી ઇશ્કની ધુન લાગે, તો પછી અમો ઇસ્માઇલીયો આગાખાનને નુરે ખુદા કેમ કહીયે છીએ. તેનો જાતે અનુભવ થાય.

અમોને ભરૂસો છે કે—પંડિતજીને ઇશ્કને રસ્તે બીજા સવાલની પાડેલી સમજ ઉપયોગી થઇ પડશે. અને પીર શમ્સની રચેલી કિતાબ શમ્સીયા કે "દીવાને શમ્સ" બીજી રીતે આમ મુસલમાનોમાં વંચાય છે. તેના સાથે પંડિતજીનાં સવાલને કદાચ લાગતું વળગતું નહિ હોય, પણ અમો એમ સમજીયે છીએ કે, પંજાબ તરફનાં પુષકળ હિંદુ મુરીદો જેઓ શમ્સી ઇસ્માઇલીથી જાણીતા છે; તેમનાં ધાર્મીક અભ્યાસ માટે શમ્સ પીરે જે ઇશ્કે હકીકીનો બોધ આપ્યો, તેમાં ખુદાના નુર સ્વરૂપ મૌલા અલી અને તેમની સીધી નસલે ઉતરતા આવતા અને જાહેર ઇમામ તરીકે ઇસ્માઇલીયોમાં મનાતા હોય; તેમને ખુદા, પ્રેમને રસ્તે કહ્યા હોય, તો પંડિતજીએ એમને ઓળખવા માટે વેદીયા મટીને પ્રેમી થવાની પ્રથમ જરૂર છે. અને અને તે પછી પીર શમ્સની રચેલી કીતાબોમાં શું લખેલું છે તે સમજી શકશો. તે અગાઉ તમારા ગુરૂ દયાનંદ કે જેણે અલ્લાહની કીતાબ કુરઆને શરીફ ઉપર ન છાજતાં ટિકા કરી, જે નાલાયકી બતાવેલી સત્યાર્થ પ્રકાશમાં મોજુદ છે, તે માફક ભડકામણા સવાલો પુછી. અમો ઇસ્માઇલીયો, જે ખુદાના નુરની પરસતેશ કરનારા અને એ નુરના ઇશ્કમાં પરવાના બની રહેલાઓનાં ખરા જીગરનાં તિરસ્કારથી તમો વધુનેવધુ ભડકેલા રહી, જાહેર સમજુ પ્રજાવર્ગ અને પ્રેમના પંથીયોની નજરમાં હલકા બનતા જશો. અને તમારા સ્વાર્થી લોખંડના પાત્રને પરમાર્થની કલઇ લાગી છે, તે ઇનેમલના ઠોબરા માફક દેખાશો! માટે પંડિતજી

પહેલે ઇશ્કનાં વીધાર્થી બનો. અને ઈશ્કની મકતબ ( સ્કુલ ) માં બેસો; અને ડાહ્યા થઇને બોલો કેઃ--

ઇશ્કકી મકતબ મેં મેરી આજ બિસ્મીલ્લાહ હુવે,
મુંહસે કહેતા હું અલિફ, દિલસે નીકલતી આહ હુવે !

---

**જવાબ (૩) જો.**

તમે શું એ ઇલ્મ છો ? કે તમને તમારા મુરીદો ખુદા કહે છે. તથા તમને નમે છે; તો તે શું મશ્કરી છે ? અગર જો તમને ખુદાઈ ઈલ્મ નથી; તો તમે તમારા ઉપર જે તોહમત છે, તે બદલ તમારા મુરીદોને હુકમ કરો કે- મને ખુદાઈ અવતાર નહિ કહો; કેમ જે હિઝ હાઇનેસ સર આગા મહમદશા ખુદા નથી. પણ હું બંદે ખુદા છું; અને મને કોઈ પણ ખુદા કહેશે તો તે પોતે ગુન્હેગાર ઠરશે. અગર તમે એવો હુકમ નહિ કરશો; અથવા ચુપ બેસી રહેશો તો તમો તથા રાઈ સાહેબ બુઢામલ જેવા આલીમ શખ્સો કહે છે કે અમો આગાખાન સિવાય બીજા ખુદાને લાનત કરીએ છીએ, એવા શબ્દો કાહાડે છે તો તે બદલ તમારા સિવાય બીજો કોણ જોખમદાર છે ?

**જવાબ (૩) જો.**

આ ત્રીજા સવાલનાં જવાબો પહેલા અને બીજા જવાબમાં ચુકતે સમાઇ જાય છે. કે અમારા નામદાર આગાખાન સાહેબ ખુદાઈ નુર સ્વરૂપ છે. અને તેને ખુદાનાં નુર સ્વરૂપ મૌલા મુર્તઝાઅલીની સીધી નસલે ઉતરી આવેલા પવિત્ર એહલેબૈત હોઈ તેમનાં ઇશ્કે હકીકીની ધુનમાં મસ્ત બની નુરે ખુદા તરીકે માનનારા અમો ઇસ્મા-

ઇલીયે। છીએ. એ મુદ્દા ઉપરાંત આ સવાલમાં કોઇ શાસ્ત્રીય વિરૂદ્ધતા નથી. તેથી એ ત્રીજા સવાલનાં આખા સ્વરૂપનો ખ્યાલ આવવા પંડિતજીનેજ પુછવામાં આવે, છે. કે—"આવી ધ્રષ્ટા ભરેલા સવાલો પુછવા છતાં; શું તમે પંડિતજી છો કે? અને તમને તમારા આર્ય સમાજીયે। જે માન આપે છે, તો તેમાં જે ધ્રષ્ટતા છે। તે દુર કરી તમારા આર્યસમાજીયોને કહો કે, "ખરેખર મ્હેં મુર્ખતા કરી છે; કારણ કે નામદાર આગાખાન પવિત્ર એહલેબૈત છે અને તેના માટે ઈસ્લામનાં ઉંચા દરજ્જાના હકીકી સિદ્ધાંતો તેમને નુરે ખુદા કહેરાવે છે, અને ઇસ્માઇલી ધર્મ તે ઇસ્લામના હકીકતી દરજ્જાની પદવી ધરાવે છે, એમ હું જાણતો નહોતો; તે બાબત તોબા કરૂં છું. અને તે ઉપરાંત આપણા વેદાંત ધર્મ મુજબ કોઇની અવગણના કરીને પંડિત કહેવરાવવું બેહુદું છે તથા કળજુગના હાલના જમાનામાં ન કલંકી અવતારમાં કુરઆને શરીફ અથર્વ વેદનુ સત્ય સ્વરૂપનો ભાગ છે. અને તેની માનીનતા હિન્દુશાસ્ત્ર પ્રમાણે નામદાર આગાખાનને ઈશ્વરનો દશમો અવતાર માની, મુર્તી નહિ પણ નુર પરસ્તી કરવાની મજબુત અને સત્ય દલીલો ઉભી થશે; તેનું લાજવાબ થવું તે આપણા આર્યસમાજ મંડળને હીણસપતિ લગાડનારૂં છે. અને તેથી સમજયા વગર આવા પાપી પ્રશ્નો ઉભા કરવા બદલ હું ગુન્હેગાર છું. અને હવેથી મને જે કોઇ પંડિતજી કહેશે, તો તે પોતે ગુન્હેગાર ઠરશે".

પંડિતજી! જો તમે આવી પ્રતિજ્ઞા નહિ કરો અને સવાલોની મફક બધા જાહેર વાંચનારાઓમાં છપાવી પ્રસિદ્ધ નહિ કરો, તો અથવા ચુપ બેશી રહેશો તો; તમે સચ્ચિદાનંદ પરમાત્માના દરબારમાં ગુન્હેગાર નહિ ઠરશો કે? તેમજ તમારા આર્યસમાજીયે। તથા દયાનંદ સરસ્વતીજી જેવા દંભીયો જેમણે પોતાના લખાણોથી પુરવાર કર્યું છે. કે "અમો કોઇપણ ધર્મની નિંદા કર્યા વગર અમારો મોક્ષ માનતા નથી." તે બદલ તમારા સિવાય બીજા કોણ જોખમદાર છે? તે જણાવશો."

પંડિત રાધાકૃષ્ણને અમોએ ગોઠવી આપેલો પેરેગ્રાફ તેમણે નામદાર આગાખાનને પુછેલા સવાલની ભાષા અને જવાબદારી કરતાં એટલો બધો સાદો છે, કે જ્યારે નામદાર આગાખાન બ્રિટિશ સરકાર જેવી અક્કલ અને સર્વ માન્ય શહેનશાહતનાં અખંડ વફાદાર અને રાજવંશી ઈલ્કાબ જાહેરમાં પામેલા છે. ત્યારે આર્યસમાજી ટોળીનાં મુખ્ય મેમ્બરોમાનાં ઘણાકો તેજ બ્રિટીશ શહેનશાહતનાં બેવફા અને ગુન્હેગાર નીવડી ચુકેલા છે. તેમ પંડિતજી નહિ કહેવરાવવાનુ જાહેર કરવું તંદન સહેલું અને માન ભર્યું છે એમ દયાનંદેપણ પોતાના લખેલા સત્યાર્થ પ્રકાશનાં ઉપોદ્ઘાતમાં સ્વિકારેલું છે. તે બાબતમાં પંડિતજી જો પછાત પડે, તો પછી જાહેર વાંચનારાઓને તેવી ધ્રષ્ટતા માટે ખાત્રી થયા વગર રહેશે નહિ અને તેથી પરમાર્થપણાના ડોળ ધાલુ લીબાસમાં તેના શેતાની સવાલોની ખુબી પિછાણવા મહેનત પડશે નહિ.

પંડિતજીને આ સવાલમાં તેમના જેવી કઢંગી ભાષામાં બદલાવી આપેલા જવાબથી સંપુર્ણ સમજાશે, કે રાઇ બુલાકમલ સાહેબ જેવા આલીમો માફક લાખો ઇસ્માઇલીયો પણ એમજ માને છે, કે નામદાર આગાખાંન ખુદાના નુર સ્વરૂપ પવિત્ર એહલેબૈત હોઇને તેના સિવાય તેના જેવો બીજો કોઇ નુર સ્વરૂપ વહદાનીયતના પરાપુર્વના સંબંધને હિસાબે ખુદાનું નુર હોવાનો દાવો કરે, તો તેના ઉપર ઇસ્લામના હકી- કતી દરજ્જાને છાજતી ઇમાનદારીને હિસાબે લાનત સિવાય બીજા શેનો હકદાર ગણાય? કારણ કે ખુદા વહદહુ ( એક ) અને લાશરીક (ભાગદારી વગેરેનો) છે; તેની શાનમાં ખલલ પહોંચાડનાર છે. ઈસ્લા- મના મુળ સિદ્ધાંતોમાં પહેલું "તોહીદ" તેજ સ્તંભ છે. અને તેના ઉપર ઇસ્લામનો મુખ્ય મદાર છે, ખુદાના નુર સ્વરૂપથી કદીપણ જુદો હોઇ શકે નહિ.

-*-

## સવાલ (૪) થો.

**હઝરત મહમદ સાહેબ શું શ્રી બ્રહ્માજીના અવતાર છે? તથા તેજ બ્રહ્માજી (શું) નબી મહમદ થયા? અગર થયા છે. તો તે બદલ કોઈ સાબીતી આપશો? અગર નહિ હોય તો પીરોએ એવી રીતે કીતાબમાં કેમ લખેલ છે?**

## જવાબ (૪) થો.

હઝરત મહમદ સાહેબ જેને ઇસ્લામી આલમ છેલ્લામાં છેલ્લાં પૈગંબર તરીકે અને સરવે થઇ ગયેલાં પૈગંબરોથી મહાન માને છે તેને રહમતલ લીલ આલમીન એટલે આખી દુનિયા ઉપર રહેમત વરસાવનાર તરીકે પણ માનવામાં આવે છે અને એ માનીનતાને હિસાબે હિન્દુભાઇયો કોઇપણ રીતે જુદા પડી શકતા નથી. આ ઇસ્લામની મુખ્ય માનીનતા છે, ત્યારે હિન્દુશાસ્ત્ર કે જે વેદના નામથી ઓળખાય છે તે વેદની ચાર સંખ્યા છે. જેમાં પહેલો ઋગવેદ, બીજો યજુર, ત્રીજો સામ અને ચોથો અથર્વ. આ ચારે વેદ ચાર જુગમાં ક્રમવાર મનાતા આવ્યા છે, જે ચાર જુગ હિંદુશાસ્ત્ર માને છે, તેમાં પહેલો **કરતા** બીજો **ત્રેતા,** ત્રીજો **દ્વાપર** ને ચોથો **કળિયુગ** આ હિસાબે ચાર જુગના ચાર વેદ મનાય છે. તેવીજ રીતે ચાર વેદનાં ચાર ગુરૂ મનાય છે, જેમાં પહેલા બ્રહ્માજી, બીજા વશિષ્ટ, ત્રીજા વિદુર વ્યાસ, ચોથા નબી મહમદ મુસ્તફા એમ ચાર છે. હવે એ ચાર જુગ ચાર વેદ અને ચાર ગુરૂ જેમાંના એકેક જુગ, વેદ અને ગુરૂ એક સાથે આ દુનિયામાં ખુદાઈ નુરની પિછાનત આપતા રહ્યા છે. તેજ હિસાબે ઇસ્લામી આલમ તૌરાત, જમ્બુર, અને ઇન્જીલ તથા કુરઆન. એ ચાર કીતાબનાં ચાર પેગંબરને પણ તેના લાવનાર તરીકે મુસા, દાઉદ, ઇસા અને નબી મહમદ મુસ્તફાને પેગંબર (એટલે પેગામ લાવનાર) તરીકે સાચા માને છે. જેમનાં છેલ્લા કળીયુગમાં અથર્વવેદના ગુરૂ શ્રી બ્રહ્માજીના અવતાર

તે નબી મહમદ મુસ્તફા છે. એમ અમારા પીરોએ જે મહાન ખુદાઈ ઓપ્ર કીધો છે; તે હિન્દુશાસ્ત્રનાં વેદાંતનાં હિસાબે પણ સિદ્ધ થાય છે. કારણ કે જેમ ખુદાનો અવતાર હિંદુ શાસ્ત્ર માને છે, તેમ ગુરૂબ્રહ્માજીના અવતાર ચાર છે એમ પણ માને છે. જેમાંના ત્રણ અવતાર ત્રણ જુગમાં મનાતા ત્રણ વેદનાં સમયે થઈ ગયા. જેની પછી ચોથા જુગમાં ચોથા વેદનાં ચોથા ગુરૂ બ્રહ્માજીનો અવતાર તે અમારા નબી મહમદ મુસ્તફા (સ. અ. વ.) છે એમ હિન્દુધર્મનાં પુર્ણજ્ઞાનીઓને પણ સમજવાની ફર જ અથર્વ વેદના વાકયોજ પાડે છે. જેમકે—**अल्लो रसुल महमद कबरस्य. अल्लो अल्लाम.** અને દસ અવતારોમાં (૨) બે જળચર, (૨) બે થળચર, (૨) બે બ્રાહ્મણ (૨) ક્ષત્રી અને (૨) બે શુદ્રના છે. તે મુજબ ગુરૂ બ્રહ્માજીના ચાર અવતાર પણ જુદા જુદા સ્વરૂપમાં છે. એમ પારાશરસ્મૃતિ અને બીજા વેદિક ગ્રંથો સાબિત કરી રહ્યા છે. અને ખુલ્લું બતાવ્યું છે, કે દરેક જુગના બ્રાહ્મણો બીજા જુગનાં બ્રાહ્મણોથી વધારા ઘટાડાવાળા હોય છે. મતલબ કે એક સરખાપણું જેમ જુગમાં નથી, તેમ વેદ અને તેના ગુરૂ અથવા બ્રાહ્મણોમાં પણ નથી. એટલે ગુરૂ બ્રહ્માજીનો ચોથો અવતાર શુદ્ર સ્વરૂપમાં પંડિતજીને અમાન્ય હોય, તો તેમાં તેમની વૈરબુદ્ધિ અને અજ્ઞાન દૃષ્ટિનુંજ કારણ છે; એમ અમો કહીશું. બ્રાહ્મણ કોણ હોઇ શકે, તે એજ આર્યસમાજે નીચેના શ્લોકથીજ ચિદ્ધ કર્યું હોવાથી, પંડિતજી કોઇ રીતે વિરૂદ્ધ જઇ શકે તેમ નથી. કારણકે કહેલું છે કે:—

**શ્લોક—जन्मना जायते शुद्रो । व्रत बंधा द्विजोच्यते ।**
**वेदाध्ययने भवेत विप्रो । ब्रह्म जानाति ब्राह्मणा ॥**

**અર્થ**—જન્મથી બધા શુદ્ર જન્મે છે ને જનોઇ ધારણ કરે તે દ્વિજ, તથા વેદનું અધ્યયન કરે તે વિપ્ર અને બ્રહ્મને ઓળખે તેજ બ્રાહ્મણ.

આ રીતે બ્રહ્મને ઓળખનાર બ્રાહ્મણ કહેવાય. પછી તેમાં શુદ્ર ક્ષત્રીય, કે વૈશ્ય, જાતી કે જન્મની ગણત્રી થઇ શકતી નથી. ત્યારે શુદ્ર તરીકે પંડિતજીની માનીનતા અમારા પેગંબર નબી મહમદ મુસ્તફા સાહેબ જે ખુદાનાં સ્વરૂપની મેએરાજ વિગેરેની બાબતો પછી અથર્વવેદનાં ગુરૂ બ્રહ્માજીનો અવતાર અથવા અથર્વવેદના સત્ય સ્વરૂપ કુરઆને શરીફને લાવનાર પેગંબર તરીકે જે દરજ્જો અમારા પીરોએ સમજાવ્યો છે તેમાં કયાં ખોટું છે? કે પંડિતજીને સમજવા હરકત નડે છે? પંડિતજી, તમો આવા અડભંગ પ્રશ્નોથી જે મુરાદ રાખતા હો; તે સત્યની આડે હોવાથી અથવા દુર્યોધનની દ્રષ્ટિથી યુધીષ્ટિર જેવાને પણ સારા ન લેખવાની તમારી ધ્રષ્ટતાના લીધે તમારીજ કીંમત અંકાવોછો. ખરેખરી રીતે તમો વેદનાં પ્રવર્તાવનારા આર્યસમાજી હો, તો હાલ ચોથા કળજુગનો સમય છતાં વેદના આધારે અથર્વ વેદ શા માટે માનતા નથી? અને જે વેદોનો જમાનો વહી ગયો છે, તે "ગઇ તીથી બ્રાહ્મણ પણ ન વાંચે" તે વાંચો છો ને મથું કુટો છો? ખરા પંડિતજી હો તો અથર્વવેદની સમજ ફેલાવો અને તેમાં અવતાર તથા ગુરૂ (બ્રહ્મા) પણ ઓળખાવો, એટલે તમોને સત્ય કામ પણ કરવાનું બનશે. અને વેદની વેદના મટી જશે અને ખરા ઇસ્માઇલી પાછા બનવાનું સમજ ભ લાગશે તમો ઇસ્માઇલી ધર્મ—કે જે હિન્દુશાસ્ત્રના આધારે ચોથા જુગના ચોથા અથર્વવેદનું તથા દશમા નકલંકી અવતારનુંજ પ્રતિપાદન કરે છે, તેનો ખીયાલ લાવ્યા વીના સતપંથનાં શ્રાપ તરીકે આર્ય સમાજના તોફાની અવતારમાં સબડો છો; તેમ થાત નહિ. અને ઇસ્લામ કે ઇસ્માઇલી ધર્મને શુદ્ર, યવન કે મલેછ તરીકે નહિ પણ વેદીક; બ્રાહ્મણ ધર્મનાં શુદ્ધ સ્વરૂપ તરીકે, મૂર્તિપુજાની વિરૂદ્ધતાનું ઉચ્ચ રહસ્ય સમજતે, અને પછી આમ દંભીક ધ્રષ્ટતાથી ગુરૂબ્રહ્માજીનો અવતાર નબી મહમદ સાહેબ છે કે નહિ, તેની સાબેતી માગવાને બદલે તમો પોતેજ

અમારા મહાન પીરોની આજ્ઞા અનુસાર તમારા હિન્દુભાઇયોને સ્પષ્ટ રીતે સમજાવી શકતે કે, હકીકતી ઇસ્લામનાં હિસાબે નબીમહમદ મુસ્તફા પોતે ગુરૂબ્રહ્માજીનો ચોથો અવતાર વેદ મુજબ છે. કે જેણે ઇસ્લામનાં ધોરણે મુર્તિપુજા અટકાવા સરવેથી ઉંચા દરજ્જાના પેગંબર તરીકે ઓળખાવ્યા છે.

પંડિતજી! તમો "લખણુ ન જાયે લાલીનાં" એ કહેવત મુજબ અમારી ઉપરનાં ચોથા જવાબની શાસ્ત્રીય આધારની હકીકતથી જો વેગળા જવા માગતા હોવ તો કળીજુગમાં અથર્વ વેદનાં ગુર (બ્રહ્મા) કોણ અને કયાં છે તે જાહેરમાં લખવા હીંમત કરશો.?!!

**સવાલ (૫) મો.**

શું કુરાન શરીફ ત્રીશ સીપારાનું કે ચાલીસ સીપારાનું ઉતરેલ છે? અગર જો ચાલીશ સીપારાનું હોય તો દશ સીપારા કોણે જુદા કરી નાંખ્યા. તથા તે દશ સીપારા કયાં છે? અને કઇ જબાનમાં લખેલ છે. તથા તેમાં શું બ્યાન છે? તેનો ખુલાસો કરશો. બીજું કુરાન શરીફનાં ત્રીશ સીપારા તો અરબીમાં લખેલ છે. તો તેવી રીતે તે દશ સીપારા પણ અરબીમાં હોવા જોઇએ. અને હોય તો તમે તેને જાહેરમાં લાવશો. તથા શાબીત કરી દેખાડશો. અને બીજું પરવરદિગારે ત્રીશ સીપારાને રદ કીધા છે. અને દશને કબુલ કીધા છે. એ પણ સાબીત કરી દેખાડો. બીજું હવે તમે તમારા મુરીદોની અંદર જે ગફલતી છે તે દુર નહિં કરશો?

**જવાબ (૫) મો.**

પંડિતજી, આ પાચમાં સવાલમાં જાહેર આલમને એક એવી

બાબત તરફ લક્ષ ખેંચવાની ફરજ પાડે છે. કે કદાચ તે જાણુવા ઇચ્છનારાને અને ધારમીક ઇતિહાસો જાણુવાની ઇચ્છા રાખનારાને ખરૂં સમજવાનું બને. જાહેર રીતે કુરઆને શરીફનાં સીપારા ત્રીશ છે; એમ કહેવાય છે, [સી + પારા] એ એઉની વ્યુત્પત્તિથી ત્રીશ ભાગ એમ અર્થ નીકળે છે; પછી ત્રીશ ભાગ ત્રીશ છે એમ કહેનાર પંડિતજી માટે, આ ઉપયોગી સવાલનાં જવાબનું સંશોધન છાજતું નથી. ને તે સાથે તે આર્યસમાજી એટલે કુરઆને શરીફ માટે સત્યાર્થ પ્રકાશમાં જેમનાં ગુરૂ દયાનંદે ખુદાના નામે અને મુસલમાનોના નામે જે જે જાતનાં ગલીચ અર્થ ઉઠાડી પોતાનેજ ડાહ્યામાં ખપાવવાની ગલીચ વેંત્રણુ કીધી છે; તેને અમો ઇસ્માઇલી કે જેના પીર સદરદીન સાહેબે મુસલમીન ધર્મની પેરવી ખાતર કહો, કે વેદનાં સત્યને ખાતરે ખરી વાત સમજાવવાની સ્પષ્ટ કોશેશો કરી છે, અને તેમો સ્વિકાર કરી; કરાવી, પોતાનું મહાત્મ સિદ્ધ કર્યું છે તે વડે; પંડિતજીનું શંકાશીળ પણું, તથા પાખંડપણું વરણુવીશું, કે જેથી ઇસ્લામના હક રસ્તા ઉપર આગળ વધનારા અમારા બીજા બિરાદરો કે જેઓ આખી દુનિયાને પાળનારા અલ્લાહ પાકના સર્વજ્ઞપણા તથા સર્વવ્યાપકપણાની સત્તા કેમ પ્રવંતી છે ? તે સમતોલપણે સમજે.

કુરઆને શરીફ હાલ જે ઇસ્લામી આલમની પવિત્ર અને ખુદાઈ કિતાબ છે. અને જેમાં મુસલમીન ધર્મના કાયદા કાનુનો ભરેલા છે. તે અગાઉની દરેક કિતાબ તૌરાત, જબુર, ઈંઝીલ અને બીજા પેગબરો ઉપર ઉતરેલા સહીફાઓ કરતા શ્રેષ્ટ અને ભરપુર છે. એમ ચાલુ શરીઅતી ઇસ્લામીયોની માનીનતા છે. પરંતુ તે કુરઆને શરીફમાં કેટલાંક વધુ શ્રેષ્ટ એવા કેટલાંક પ્રકરણુ છે. તેનો ક્રમ સુરતુલ રહમાન સુરતુન નુર, સુરતુલ ઈખલાસ, સુરે યાસીન વિગેરેથી સાબેત થયું છે. ત્યારે આખા કુરઆને શરીફની સુરાઓ (પ્રકરણો) ૧૧૪ અને ૧૧૫ની માનીનતા વિરૂદ્ધતા વગર પણુ છે. તેમાંની કેટલીક સુરાઓ નાની, અને

કેટલીકો મોટી છે. હવે આ ઉપરથી કુરઆને શરીફનાં ત્રીશ ભાગ હોવ કે ચાલીસ એમ જોવા કરતાં, મુળ ગણત્રી સુરા એટલે પ્રકરણની છે. કારણ કે પ્રકરણ અમુક વિષયનાં નામથી છે. ત્યારે ભાગ (જથ્થો) માત્ર તઈયાર ગ્રંથ (કિતાબ) ની બાંધણી કરનારનાં હિસાબ જેવો છે. અને કુરઆને શરીફની વગર વિરૂધ્ધતાએ સુરા ૧૧૪ અને ૧૧૬ એ બે તરેહની પ્રખ્યાત છે. છતાં માનીનતામાં ફરક નથી. તેમજ ઇસ્લામનાં બોંહતેર (૭૨) ફીરકાઓ કે જેમાંનો દરેક પોતાનો ફીરકો નાજી હોવાનો વિશ્વાસ રાખે છે. તે કુરઆનના વિષે એક સરખી માનીનતા છતાં, પોતપોતાના ફીરકની સિદ્ધિ એજ કુરઆનમાંથી યોજે છે. ઇસ્લામનાં બોંહતેર (૭૨) ફીરકની નક્કી ગણત્રી કોઇ કરી શકે નહિ. પણ તે ઉપરાંતનો એક ફીરકો નાજી (મુકિતવાળો) છે. એમ પણ બધા કબુલે છે, કે જેમ હદીસોથી સાબેત છે. અને પોતાનાં વરતનને મુકિતની આશાથી પોતાના ફીરકાનાં પેશવાના હુકમ અમલમાં મુકવાની ફરજ સમજે છે, તે મુજબ ઇસ્લામનાં ફીરકાંથી અમારો ફીરકો જાહેર આલમને નવાઇ ભરેલો લાગતો હશે. પણ જયાં સુધી કોઇપણ ફીરકાના સિધ્ધાંતોની હરિફાઇ કરવામાં આવી નથી; ત્યાં સુધી અને જાહેર આલમ સમક્ષ જાણ કરવામાં આવેલ નથી, ત્યાં સુધી ગમે તે રીતે અણવાકેફગારો બોલે; કે તે સામે બખાળા કરે; તો તેથી સારા સિદ્ધાંતોને ખલલ પહોંચતી નથી. અને તેવીજ રીતે ગમે તેવી મુસ્કેલીમાંથી ઇસ્માઇલી સિધ્ધાંતો જુદા જુદા સ્વરૂપમાં સમાન ભાવથી સ્વિકારતા આવ્યા છે; જેના દાખલા હિંદુસ્તાનમાંજ નહિ, પણ બીજા દરેક દેશમાં પણ અમારા ઇસ્માઇલી સિધ્ધાંતો મક્કમ રીતે અને જીવનાં જોખમે જાળવી રાખવામાં આવે છે. કારણ કે વેદમાં, ગીતામાં, તોરાતમાં, જબુરમાં, ઇન્જીલમાં અને કુરઆને શરીફમાં પણ સત્ય સિધ્ધાંતોને માટે એવી ફરજો મુકેલી છે, અને તેનો અમલ અત્યાર સુધી થતો આવતો આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ, જેને ધર્મ યુધ્ધ, ક્રુઝેડ કે જેહાદના નામથી

ઓળખાવવામાં આવેલ છે. ત્યારે એવા સત્ય ઇસ્માઇલી સિધ્ધાંતો ખાતર જીવનું જોખમ ખેડનારાઓનેજ કેટલાક હસદખોર લેખકો પોતાની યોગ્યતા દેખાડનાર તરીકે ખરાબ વર્ણવી જાણે સત્યનાં વિરૂધ્ધ પોતે છે; એમ સાબેત કર્યું છે.

"**હસનબીન સબ્બાહ**"! જેવાં ઇસ્માઇલી ધર્મની સેવા બજાવનારે સમય જોઇ જે પણ કર્યું હોય; તે ખરાબ હતું, એમ કહેનારાઓ કદીપણ કહી નહિ શકે, કે તે તેણે પોતાનાજ માટે કર્યું હતું. પણ તેની હિસ્ટ્રી ઉપરથી સિધ્ધ થય છે કે, પોતે સ્વિકારેલા ધર્મની સત્યતા ખાતર, વિરોધીયોનાં લોહી રેડયાં હતાં કે જેવી રીતે પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસીક અને આગમીક દાખલાઓ મોજુદ છે. તેમાં ઇસ્માઇલીયોનાં વર્ણન માટે આંગળી ચિંધે છે, કે તે સર્વનાં સિધ્ધાંતો કરતાં ચમત્કારીક નવાઇ ઉપજાવે એવાં છે. અને અમો કુલ્લે આલમનાં સામે અમારા એવા મક્કમ સિધ્ધાંતો મુકવાને અચકાશું નહિ. કારણ કે તે સત્ય છે. પરંતુ સત્ય સિધ્ધાંતો કોઇની વિરૂધ્ધતા ખાતર નહિ, પણ જાણવા પ્રચ્છન્નગોને ખરાપણા માટેજ સમજાવી શકાય. ત્યારે આ ઉપરથી એટલું તો સિધ્ધ થવું જોઇયે કે-ઇસ્માઇલી ધર્મનાં સિધ્ધાંતો સત્ય છે ત્યારે આજે આર્યસમાજીયોનાં ભાડુતી કામ કરનારા પંડિતજીયોની વિરૂધ્ધતા (જો કયાંઇ ઓછું માન મળે; કે પગાર ન મળે ત્યારે) કેવી વપરાય છે! અને કેવા હીમાયતી રહે છે! તે અંદરખાને વસનારાઓજ જાણી શકે છે. આર્ય સમાજીયોની આવી દયાનંદી વલણ છાજાંના છોડ માફક લીલી દેખાતી હવે સુકાઇ જવાનો જમાનો શરૂ થઇ ચુકયો છે. એમ હાલના મોબાદાર હિન્દુ પેપરો વાંચવાથી ને તેમાંની વજનદાર ચરચાથી વિરૂધ્ધતા બતાવનારાઓનાં જુદા જુદા લેખોથી જોઇ શકાય છે. પરંતુ અમો એવી વિરૂધ્ધતા જોઇયે છીએ, તેથી કરીને આર્યસમાજીયોને કાંઇ કહેવા માગતા નથી. કારણ કે લોખંડના વાંસણોપરની કલઇ હમેશાં

ટકતી નથી. અને અસલ ધાતુ પોતાનોજ રંગ દેખાડવા માંડે છે. જ્યારે સોનાના પાત્રને જેમ કલઈની જરૂર નથી, ત્યારે તેનો રંગ ઘસારા છતાં વધુ ખીલી નીકળે છે. અને આ પ્રસંગ અમો તેવોજ માનીયે છીએ.

હવે મુળ બાબત ઉપર આવતાં કહીશું, કે કુરઆને શરીફનાં પારા-એટલે ભાગ ત્રીશ છે; એમ કહેવા કરતાં હકીકતમાં ૧૧૪ કે ૧૧૬ સુરા (પ્રકરણ) છે, એમ કહેવું વધું ઠીક છે. છતાં જાહેર માનીનતામા પંડિતજીના સવાલનો જવાબ આપતાં કહીશું કે, જે ત્રીસ ભાગ છે, તેમાં હજુ પણ શરૂ થતી કેટલીક સુરા (પ્રકરણો) માં મોખરે "અલેફ લામમીમ" "અલેફ લામરા" "સ્વાદ" "યાસીન" "તાહા." વિગેરે અરબી મુળાક્ષરો જે મોજુદ છે, અને તે કુરઆને શરીફનો [illegible] છે; કે જેનો સિધ્ધાર્થ હજુ કોઈએ જાહેરમાં મુકયો નથી. માત્ર [illegible] અર્થ સારી સમજથી કરવા હીમત કરી છે. અમો આ કુરઆને શરીફનાં મુળાક્ષરો તરફ ધ્યાન ખેંચીશું, કે એ અક્ષરો કુરઆને શરીફનાં બાકીનાં દશ ભાગ કે જેને પોતાનાં જમાનાની ઇમામતની સત્તાના આધારે મહાત્મા પીર સદરદીન કે બીજા કોઈ અમારા મનાતા પીરોએ પોતાના મુરીદોને ચેતાવવા કહ્યું હોય તો આજ ઇસ્લામનો પેશવા એવો બીજો કોણ છે? કે તેને જુઠલાવે? સબબ કે કુરઆન અને એહલેબૈત (આલે નબી અવલાદે અલી) એ બેઉ હમેશાં "હદીદુસ સકલેન" મુજબ જુદાં નથી. અલબતાં કુરઆનનાં વચનો અને જમાનાનાં ઈમામનાં વચનો એ બેમાં કુરઆનનો અર્થ ચાલુ જમાના મુજબ ભરપુર અર્થ અને હીકમતથી ભરેલાં અર્થને સમજાવનાર જમાનાનો ઈમામજ હોઈ શકે. અને તેટલા માટે કુરઆને શરીફમાં પણ કહેલું છે કે—**લાયઅલમો તાઅવીલોહુ ઈલ્લલ્લાહો વર્રાસખુન ફીલ ઇલ્મ.** એટલે કુરઆનની તાવીલ અલ્લાહ અને તેણે મુકરર રાખેલા ઇલ્મ વાળાં (ઈમામ) વગર કોઇ કહી શકે નહિ. અને તેટલા માટે કુરઆને

શરીફ એહલેબઈતની માલેકી તરીકે વંશપરંપરા હીફાઝત થતું આવે છે. નહિં તો જમાનાના ખરેખરાં લોકો અથવા ઉતાવળીયા અર્થ કરનારાઓમાં એથીજી અને ગુમરાહી ઉત્પન્ન થાય. અને એજ કારણથી પોતાના છેલ્લા ખુત્બામાં નબી સાહેબ મહમદ મુસ્તફાએ ફરમાવ્યું છે; "કે હું બે ચીજ આ દુનિયામાં તમારે માટે છોડી જાઉં છું. જેમાં એક કિતાબે ખુદા (કુરઆન) અને બીજી મારી એહલેબઈત જે કોઇ એ બેઉને પકડી રાખશે તે કદી ગુમરાહ થશે નહિ." આ ખુત્બામાં સંગીન ફરમાનોમાં કુરઆન સાથે એહલેબૈતનો સંબંધ કહયો છે, તે કુરઆનનાં ગુપ્ત રહસ્યો દરેક જમાનામાં ઓલાદે અલીમાં જેનો જમાનો હોય. તેને સમજાવવા માટેજ સ્પષ્ટ કરેલ છે; કારણ કે એહલેબૈતનું હોવું, બીજી કોઇ દુન્યવી બાબતોથી સિધ્ધ થતું નથી. અને કુરઆન કરતાં એહલેબૈતનો દરજ્જો એટલા માટે વધુ માનવામાં આવે છે. કે એહલેબૈતને બોલતુ કુરઆન ( કુરઆને નાતેક ) કહેવામાં આવે છે. કુરઆને શરીફમાં પણ એજ સિધ્ધાંત છે કે—"**લા યઅલમેઃ** તાઅવીલોહુ **ઈલલ્લાહો વરરાસ ખુન ફીલ ઈલ્મ**" અર્થ—કુરઆનનો ભેદ અલ્લાહ અને તેને સમજાવનાર જે ખાસ હોય; તેના સિવાય કોઇ જાણતું નથી. અને તેથીજ એહલેબૈતની મોહબ્બત એજ ઇસ્લામ છે. અને એ એહલેબૈતના ઘરોને મસજીદથી ઉંચો મરતબો કુરઆને શરીફના આધારે હદીસમાં કહેલો છે. અને મઉલાના રૂમની મસ્નવીમાં પણ એ દરજ થયેલ છે, કે જે કોઇ એહલેબૈતની મોટાઇ વિશે અથવા તેમનાં ઘરની પવિત્રતા વિષે શંકા લાવે, તે આ દુનિયામાં ઈબ્લીસ ગણાય છે એમ હદીસ ટાંકી છે—અને કહ્યું છે કે:—

હાં દેહાં તરકે હસદકુન બાબહાંન *
વરના ઈબલીસી શવી અંદર જહાંન *

**અર્થ**—(એહલેબૈતની) મોટાઇ વિશે હસદ કરતાં તું જીભ ચુપ રાખ. નહિં તો દુન્યામાં ઈબલીસ (શેતાન) થશે.—

આવી ઉંચી સિફત ધરાવનાર એહલેબૈતનું નામ જ્યાં સિધ્ધ થાય., તે એહલેબૈતનાં ફરમાનો કુરઆનનાં હીકમત ભરેલાં વાકયો માટે, જે સમજુતી આપે, તે માટે ખોટું સમજવાનો કોઇપણ ફીરકાને હક નથી. અને તેનાં હુકમોમાં વાંકુંચુકું શોધનાર હદીસુસ સકલૈનનાં હવાલાથી ગુમરાહ થાય છે. અને તેથી કુરઆન શરીફનાં ત્રીસ ભાગ જે જાહેર છે તે ઉપરાંતના બીજા દસ ભાગની સાબેતીના ચાવીઓ તરીકે પણ મોજુદ કુરઆને શરીફમાં સુરાહોનાં મથાળેનાં મુબાક્ષરોને ખુશ એતેકાદથી એહલેબેતનાં ઉપર સંપુર્ણ વિશ્વાસ લાવનારા અમો ઈસ્માઈલીયો માનનારા હોવાથી, તથા તે દસભાગ અમો અખંડ વિશ્વાસ ધરાવનાર (મોમીન) તરીકે અમારા પીરો મારફત જુદી ભાષા એટલે અરબી નહિ પણ સિંધી ભાષામાં સમજાવવા રેહેમ કરી હોય, તો તેમાં ખોટું શું ? પંડિતજી એમજ માનતા હોય, કે કુરઆને શરીફ અરબીમાંજ હોવું જુવે, તો તેની તે બેવકુફી છે. કારણ કે ખુદ કુરઆને શરીફ એ વાંચવા અને સમજવા માટે નાઝલ થયું છે. અને તે આખી દુનીયા માટે છે. તો પછી અરબી સિવાય બીજા દેશોમાં એજ કુરઆન બીજી ભાષામાં ગાન્સ થાય અને ઉપયોગમાં લાવે, કે જેમ પોતાની માદરી ભાષાના લીધે કરવાની જરૂર હોય, તો તે પણ ખુદાના હુકમ પ્રમાણેજ છે. એમ ઈસ્લામ માને છે અને તેથીજ મઉલાના રૂમની મશનવીને પણ ઈસ્લામના મહાન આલીમોએ સ્વિકારતાં કહ્યું છે કે.--

બૈત—મશનવીયે મઆનવીયે મૌલવી !
હસ્ત કુરઆં દર જબાંને પેહલવી !

**અર્થ**—મઉલાના રૂમની મઆનવી મશનવી તે પેહલવી (ફારસી) ભાષાનુ કુરઆન છે--

અને એ મુજબ અમારા પીરોનાં સિંધીમાં લખેલા જ્ઞાનો, કે જે

કુરઆનના માફકજ હીદાયત કરે છે, તે પણ કુરઆને શરીફનો બાકીનો ભાગ છે, એમ અમો વિશ્વાસથી માનનારા છીએ. તેમાં અમોને કાંઇ ખોટું લાગતું નથી.

અને પંડિતજી જેવાને ગુમેરાહ થવાનું કારણ લાગતું હોય, તો તેમાં ઇનામદારને અથવા સમજનારને કાંઇ અસર કરી શકે નહિ. અને કુરઆને શરીફમાં પણ એની દલીલ મોહકમ છે કે; "ખતમલ્લાહો અલાકોલુબેહીમ; વ અલા અબસારેહીમ વ અલા સમએહીમ ગેશાવ, તુંવ, વલહુમ, અઝાબુન, અઝીમ" એટલે ખુદાએ જેનાં દીલ ઉપર આંખ ઉપર ને કાન ઉપર મોહર કરી છે તેઓ ઇમાન લાવનાર નથી. અને તેઓ ભયંકર દુઃખ ભોગવનારા છે. જો એ હિસાબ પંડિતજી ઉપર લાગુ પડે, તો તે માટે તેમણે વિચારવાનું છે. વળી કુરઆને શરીફમાં મવજુદ આયાત એ છે કે "અતી ઉલ્લાહા! વ અતીઉર રસુલ ઓલુલ અમરે મીન કુમ" એટલે તાબેદારી કરો અલ્લાહની અને તેના રસુલની અને તાબેદારી ઉઠાવો જમાનાના (હુકમ કરનાર) સત્તાધીશની. આ વાકયથી અલ્લાહના કલામ (કુરાને શરીફ) ની અને સહી મહોમેદ રસુલીલ્લાહની તાબેદારી પછી, છેવટે જે જમાનાના સત્તાધીશ (ઇમામ) ની તાબેદારી કરવાનું કહેલું છે. તે મુજબ આ જમાનાના ધાર્મિક સત્તાધીશ (ઇમામ) અમારા મુરશીદ રહબર! સિરતાજ નામદાર આગાખાન જે મઉલા અલીનાં નુરથી સીધો સંબંધ ધરાવેછે અથવા મઉલા અલીના નુર સ્વરૂપ છે, કે જેને નુરે ખુદા તરીકે અમો ઇસમાઇલીયો ખાલીસ અંતઃકરણથી માનીએ છીએ અને તેમની મ્હોબત ભરી તાબેદારી ઉઠાવી હકીકતી ઈસ્લામના દરજ્જે ખરા મુસલમાન તરીકેનો દાવો ધરાવીએ છીએ અને કુરાને શરીફનાં છુપા રહસ્યો જેને સમજાવવાનો હક છે, તે મઉલા અલી અને તેમના વંશમાં સીધી નસલે ઇમામતનો જે હકદાર હયાત હોય, તેનાં ફરમાનો એજ અમારૂં કુરઆન છે. કારણ કે કુરઆનમાં સમજવાનું છે; તે અમો મુરીદોને

તેઓ જે રીતે સમજાવે, તે કરતાં અમો કુરઆનનાં અરબ્બી પઢી જવાથી કાંઈ વધુ જાણી શકીએ નહિ અને અમો જેમના આગળ અમારી અજ્ઞાનતા માનનારા છીએ, તેના કરતાં અમોને બીજો કોણ ઇસ્લામનો ખરો રસ્તો બતાવે ? અને કોઇપણ મુસલમીન એહલેએતથી પોતાને વધુ સમજદારીનો દાવો કરી શકે નહિ કારણ કે એહલેએત એટલે ખાનદાને રસુલનો વડો ખુદાની ખુદાઇનો મુખત્યાર છે. તો પછી કુરઆને શરીફ જેનો સંપુર્ણ અર્થ બીજા કોઇથી હજુ સુધી થયો નથી, તેના ભાગ ૩૦ કે ૪૦ એ બાબતમાં જેનો તે સમજાવવાનો હક છે; તેનાથી અમો કોઇ રીતે વિરુદ્ધ થઈ શકીએ નહિ. પણ પંડિતજીએ યાદ રાખવાનું કે, આખી દુનીયા ઉપરના ધારમીક અને ઇશ્વરપ્રણિત પુસ્તકોમાં જેમ તેના માનનારાઓએ પાછળથી ફેરફાર કીધો છે અને તેથી અર્થમાં જેમ મોટા ઘોટાળા થયા છે, તેવી રીતે કુરઆને શરીફમાં કોઇપણ જાતનો જેર - જબરનો ફરક આવે નહિ અને અમારો જવાબ પણ જો કે **ત્રીસ ને ચાળીસની** સમજ આપનારો છે, પણ કોઇ જાતનો ભેદ પાડનારો નથી. કારણ કે ત્રીસ પારા ( ભાગ ) અંદરજ દસ ( ભાગ ) મળી ચાળીસ થાય છે, તે એજ કુરઆને શરીફમાં અદ્યાપી મોજુદ ગુઢ રહસ્યોની ચાવીયો તરીકેનાં મુળાક્ષરોનેજ માનીએ છીએ. એટલે હાલનું કુરઆન અમોને અમાન્ય હોઈ શકે નહિ. પણ તેમાં સમાએલી વધુ સમજણ અમારા રાહબરની મારફત મેળવવા નશીબવાન છીએ. આવી રીતે એહલેબઇતનાં વચનો, કુરઆનનાં હીકમત ભરેલાં વચનો માટે હકદાર હોય અને ત્રીસના અંદર ચાળીસ ભાગ સમજાવી પોતાનાજ ખાનદાનમાં, જમાનાની તાસીરનાં લીધે હીફાઝત કરે. અને તે દસ ભાગની ચાવીયો કુરઆનમાં જાહેર રીતે દર્શાવી હોય; તો તેમાં કુરઆન શરીફની મહત્તા અને અહલેબઇતની સત્તા બેઉ સાબેત થવાથી ઈસ્લામને વધુ ઝળકાટ આપનારી ગણાય. અને એ બાબત કુરઆને શરીફ નાઝીલ

થઇ રહેવા પછી પણ ભવિષ્યનાં મુસલમીનોની બહેતરી માટે ઇમામ **મેહદી** સુધી ખુદ નબી સાહેબે બીજાને નહિ સોંપતા વારસા તરીકે ઇમામતનાં દરજ્જા માટે રાખ્યા હોય; તો તેવો તેમનેજ હક હતો. તેનાં વચ્ચે કોઇપણ મુસલમીનથી આવી શકાય નહિ. ત્યારે પંડિતજીનો સવાલ તે બાબતમાં કેવા ફેજ ને લાયક છે, તે સમજી શકશે. અને મજકુર દસ પારા (ભાગ) જે આખી દુનિયાને એક ધર્મ ઉપર લાવવાના **મેહદી**નાં કર્તવ્ય તરીકે હોવા જોઇએ, તે કયારે બાહાર આવશે, તે બાબત ઇમામ **મેહદી** જહુર થશે, ત્યારે દુનિયાનાં તમામ ધર્મોના સિદ્ધાંતો કુરઆને શરીફનાં ત્રીસ ભાગ સાથે મુળાક્ષરોની સમજ વડે જાહેરમાં લાવશે. એમ અમો કુરઆન શરીફ વિશેનાં અમારા રૂડા એતેકાદ સંબંધે પંડિતજીને સમજાવી અમારા ફીરકા વિશે શંકાશીળતાથી જોનારાઓને પણ જાહેર કરીયે છીએ કે, પંડિતજી બાકીના દસ ભાગની ભાગની ભાષા માટે સવાલ ઉઠાવે છે; પણ તે અરબીમાં હોવા જોઇએ કે, અંગ્રેજીમાં કે સંસ્કૃત કે ગુજરાતીમાં, ઉરદુ કે ફારસીમાં હોવા જોઇએ? તે માટેની મુખ્ત્યારી સમજાવવા પછી તેનો જવાબ શું હોઇ શકે? તે પંડિતજી પોતેજ સમજી લેશે. વળી પરવરદિગારે ત્રીસ ભાગ રદ કીધા છે, ને દસ ભાગને કબુલ કીધાછે. એ પંડિતજીના સવાલની ધ્રષ્ટતા તરફ એવો કોણ મુસલમીન હશે કે, એહલેબઇતની સત્તા અને કુરઆને શરીફની મહત્તા જાણ્યા પછી તિરસ્કાર નહિ બતાવે? કારણ કે કુરઆને શરીફમાં અગાઉનાં પેગંબરોનો ઇતિહાસ અને તોરાત, જબુર અને ઇન્જીલની વાતો માત્ર ઇસ્લામીને દલીલ માટે નાઝીલ છે. કે જે કુરઆને શરીફની મહત્તામાં ઉમેરો કરનારી છે, પણ તે વખતની દલીલો અથવા વાતો અમલ કરવા લાયકની નથી. કારણ કે તે મનસુખ છે. અને તેથી ત્રણ કિતાબ કે જે અમારા પીરોએ દસ દસ ભાગની એક એક કિતાબ સમજાવી છે. તે હિસાબે એ વાતો અથવા

કુરઆનમાંની કેટલીક આયાતો જેમ મનસુખ થઇ છે, એટલે તે ઉપર અમલ કરી શકાય નહિ. તે મુજબ ઇમામ મેહંદીના જમાનામાં દસ ભાગની બાબત આખી દુનિયાને એક ઇસ્લામ ધર્મ ઉપર લાવવાને અમલમાં મુકાશે, એમ સિધ્ધ થાય છે. અને તેનો ખોટો અથ પંડિતજી ઉઠાડવા માંગે છે. તે ઇસ્માઇલી તરીકાને છાજતો નથી. પણ પંડિતજી જે મુસલમીનોને ભડકાવવા ત્રીસ પારા (ભાગ) રદ છે, એમ કહે છે. તે તદન ખોટું છે. અને એવું ખોટારૂં ઘર મેળે થઇ બેઠેલા આર્યસમાજી પંડિતોએ વેદનાં અર્થો કરીને બ્રાહ્મણોને પણ ભડકાવ્યા છે. પણ હિંદુ સનાતની બ્રાહ્મણો કરતાં ઇસ્લામીયો વધુ મક્કમ મનના હોવાથી ડગે એવા નથી; ત્યારે કુરઆને શરીફમાં દુનિયાના તમામ ધર્મો તથા ચિજોની સમજ સમાયેલી છે, તેથી તેમાં વેદની બાબતો માટે પણ કહેલું હોય એમ માને છે. ત્યારે પંડિતજીની વિદ્વતા માટે હકીકતી ઇસ્લામનાં નિયમ વડે શા માટે ન કહે કે--

**પઢ પઢ કે પંડિત ભયે લિખ લિખ કે ભયે ચોર;**
**જો પઢનેસે હર મિલે; વોહ પઢના કછુ ઓર.**

એ ઉપરાંત હીકમત ભરેલાં કુરઆને શરીફ માટે પંડિતજી જેવાં અજ્ઞાન ટીકાકારોને વધુ સમજવાનું સુગમ પડે, તે માટે નીચેનો **પંચીકરણ** નો દાખલો આપીશું અને કહીશું કેઃ--

**શ્લોક—केवळं शास्त्रमुदश्य नहि कर्तव्योहि निर्णयः ।**
**युक्ति हीने विचारेतु. धर्म नाश प्रजायतेः ॥**

**અર્થ**--કેવળ શાસ્ત્રમાં લખાયલું નિર્ણય કરવાને લાયકનું હોઇ શકતું નથી. પરંતુ યુકિત વગરનાં વિચારથી ધર્મનો નાશ કરનાર થઈ પડે છે જેમકેઃ--

એક સત્યવાદી લાખોપતિ ગ્રહસ્થનાં મરણ બાદ દોલતનો પ્રવાહ

ખલાસ થયા પછી જુવાન થયેલા તેના એક છોકરાને જુના હાથ લાગેલા ચોપડાના એક ભાગ ઉપર સત્ય લખાયલું મળી આવ્યું કેઃ—**"એક લાખ રૂપિયા નગ્રુ બજારનાં દેવળનાં ઈંડાંમાં છે." "સંવત ૧૩૩૩ નાં કારતક શુદ ૯ ને સવારનાં દશ વાગે."**

આ લખાણ ઉપરથી કંગાળ બની ગયેલા છોકરાએ પોતાની ટુંકી બુદ્ધીથી દેવળનું ઇંડુ તોડાવ્યું, પણ તેમાંથી કાંઇ નીકળ્યું નહિ. પણ જ્યારે તેનાં બાપનાં ખાનદાનમાંનાં વડા પાસે જવાથી "તે લખાણનો કરેલો અર્થ ખોટો છે; પણ લખાણ સાચું છે," એમ સમજાવતાં દેવળનાં ચણાવેલા ઇંડાંમાં નહિ, પણ તેના પડછાયાના ઇંડાંમાં કારતક શુદ નવમને દશ વાગતાનાં સમયે જ્યાં પડછાયો પડયો, ત્યાં જમીન ખોદાવતાં બરાબર લાખ રૂપીયા નીકળ્યા! તેવી રીતે લખેલું ટુંક બુદ્ધીના અર્થથી ખોટું ઠરાવનાર પેલા જુવાન છોકરા માફક પંડિતજી અમારા માનવંત પીરોના કુરઆન માટેના શાસ્ત્રીય મુદ્દાને પોતાની ટુંક અને અદેખી બુદ્ધિથી જાહેરમાં જે ખોટો અર્થ ઉભો કરવા માગે છે, તેનું પોકળ ઉઘાડનાર અમારા હયાત રહબર અને હીમતવાન સુન્ન ઇસ્માઇલી અનુયાયીઓની હાજરીમાં પંડિતજી ફાવી શકે નહિ. એમ અમો આ જાહેર આલમને લાંબે વખતે પણ સભ્યતા સાથે કહીએ છીએ. તે પંડિતજી માટે નહિ પણ અણવાકેફગાર ઇસ્લામી ભાઇયોના ઇમાનની બાલથી બારીક અને તરવારથી તેજ ફરજ માટેજ છે. અને એ રીતે આ સવાલની વિશાળતા પછી અહીંજ સમામ કરી, પાછળનાં સવાલોનાં જવાબો તરફ ધ્યાન ખેંચતાં કહીશું, કે મૌલાના રૂમી જલાલુદીન સાહેબ રહેમતુલ્લા અલયહે પોતાની મશનવીની મહત્તા વિશે શરીઅતીઓ તરફ સંબોધે છે કેઃ—

મગ્ઝે કુરઆં રા હમી પરદાખ્તન,

ઉસ્તખ્વાં પીશે સગાં અન્દાખ્તન!

**અર્થ—કુરઆનનો તત્વ મેં ખેંચી કાડયો છે;**
**અને હાડકાં કુતરાઓ નજીક ફેંકયા છે.**

આ બઇતના તરફ સુફી વિચારવંત મ ણસ મઝહબી ઝગડાઓની વિશાળતા સાથે સરખવતાં કદી પણ વાંધો એટલા માટે લેતા નથી, કે કેટલાંક દંભી મુસલમાનો જેઓ કુરઆને શરીફને સમજવાની તાકાદ (ઇલ્મ) ધરાવતા નથી અને કુરઆન શરીફ માટે વાદવિવાદ કરી રોજે મેહશરમાં બદ અમાલનું પાટીઉં પોતાની ગરદનમાં લટકાવવા જેવું કરે છે; ત્યારે પંડિતજી જેવા એક હિન્દુ નામ ધારી અને હિન્દુપણાની હંકારી કઢાયલા આર્યસમાજી જેવાની કુરઆને શરીફ બાબતની ચરચા ઉપાડવાની ગુંજાયશ કઇ છે? તે અમો સમજી શકતા નથી. અને એટલાજ માટે મઉલાના રૂમ સાહેબ માફક અમો પણ કંટાળીને કહીશું કે—

ગર ન બાયદ હાલે પુખ્તા હીચ ખામ.
બસ સખુન કોતાહ બાયદ વસ્સલામ.

**અર્થ**—જો ન સમજે મમ વાતો મુર્ખ જામ;
તો કહે ટુંકાણમાં કે વસ્સલામ.



## સવાલ (૬) ઠો.

**પીરોએ પોતાને શ્રી ભરમાજીનો અવતાર કહેલ છે. તેમજ લખેલ પણ છે. અને બીજું લખે છે કે શ્રી ભરમાજીએ ચાર જુગનાં વાસ્તે ચાર વેદ બનાવ્યા છે. તથા શ્રી ભરમાજીએ હઝરત મહમદ થવાની શું જરૂર હતી? બીજું સદરહુ કીતાબમાં પીરોએ લખેલ છે કે ચાર જુગનાં વાસ્તે ચારવેદ બનાવેલ છે. અને હવે અથે ઓમનો નથી પાંચમો**

**જુગ તથા નથી પાંચમો વેદ. તેમજ નથી અગીયારમો અવતાર તો તે હીસાબે કુરાન શરીફ પાંચમો વેદ થાય છે. અને તેપરથી એમ સાબેત થાય છે કે શ્રી ભરમાજીએ અથરવેદ બધી દુનિયા વાસ્તે નથી બનાવેલ બીજું તમે પોતે હુઝરત મહુમદ થઇને કુરાન બનાવેલ છે. તો હવે તમે આગળ પાછળ જે લખાણને લખેલ છે. તે સુધારીને ખુલાસો લખજોજી.**

**જવાબ (૬) ઠો.**

આ સવાલનાં પ્રથમ ભાગ માટે વેદને માનનારા કોઇપણ હિન્દુએ કારણ પુછવું અને પોતાને પંડિતજી કહેવરાવવા. એ તો માત્ર આર્યસમાજીઓમાંજ ખુબી હોય, તથાપી પોતાની પાખંડી પધ્ધતિ ખાતર એ સવાલ પુછયો હોય, તો પણ પંડિતજીએ ખાત્રી રાખવી કે અમારા કોઇપણ પીરોએ ઇસ્લામની મહત્તા ઘટાડી નથી; અને ઘટાડે પણ નહિ. કારણ કે છેલ્લા જુગનાં છેલ્લાં નકલંકી અવતારના સિદ્ધાંતો છેલ્લાજ હોય. અને તે આખી દુનિયાનાં ખરા ખુદાઇ સિધ્ધાંતોને ઉત્તેજક હોય—અમારા પીરોએ હિન્દુશાસ્ત્રમાંના સત્ય ખુદાઇ સિધ્ધાંતો સિવાયનાં જેટલા મુર્તિપુજા કે જે વેદમાં પણ નથી એમ તમોજ કહો છો તે, અને એવા બીજા બ્રાહ્મણોએ પાછળથી ઉમેરેલા અને જે મનુષ્ય જાતીને ખોટે રસ્તે દોરવી જનારા હોય, તેને માટેજ વિરૂધ્ધતા દેખાડી છે; અને તેથી હિન્દુશાસ્ત્રનાં સિધ્ધાંતો કે જે ઇસ્લામની શરીઅતી દૃષ્ટિથી પણ જોતાં માનનીય છે તેના વિરૂધ્ધ અમો જઇ શકતા નથી. પરંતુ તમોજ આર્યસમાજીયો તરેહુ તરેહના બવાડા ઉભા કરી ડહાપણ ડોળીને ભોળા અને અર્ધદગ્ધ લોકોની આસ્થા ચુંથી ખસ્તેખાલ કરી નાંખો છો—આ છઠ્ઠા સવાલના બધા ભાગો પંડિતજીને અવગણનાંવાળા લાગ્યા છે. અને તાણી

તોડીને અવગણનાનું બહાનું કર્યું છે એમ દેખાઇ આવે છે, પાપી પેટ ભરવાને ખાતર પંડિતજીની આ ભ્રષ્ટતા તેમનાં હેસીયતપણાની આરસી મિસાલ દેખાયછે, કારણ કે હિન્દુશાસ્ત્રમાં ચાર જુગ અને ચાર વેદ અને ચાર ગુરૂ મનાય છે, તેજ મુજબ [illegible] માં પણ એક જુગ નીં ગણત્રી સિવાય ચાર કિતાબ અને ચાર પેગંબરો અને તે સાથે જુગ એટલે જમાના પણ ચાર સમાઈ જાય છે. આવી ઐકયતાને ઉંધે રસ્તે દોરવતાં પંડિતજીનું ભેજું શું કામ કરવા માગે છે? તે સુજ્ઞ વાંચક સમજી શકે તેમ છે. અને તેનો સ્પષ્ટ કોઠો નીચે મુજબ આપતાં સુજ્ઞ વાંચક હિન્દુ યા મુસલમીન હો, ગમે તે હો–પણ હિન્દુશાસ્ત્ર અને ઇસ્લામની કોઈ જાતની અસમાનતા છે, એમ કહી શકે એવું અમને લાગતું નથી.

| | ૧ | ૨ | ૩ | ૪ | |
|---|---|---|---|---|---|
| ચાર જુગ— | સત. | દ્વાપર. | ત્રેતા. | કળિ. | |
| ચાર વેદ.— | ૠગ. | યજુર | સામ. | અથર્વ. | |
| ચાર ગુરૂ.— | બ્રહ્મા. | વશિષ્ટ. | વ્યાસ. | હ. મહમદ | |
| ચાર કિતાબ.– | તોરાત. | જબુર. | ઈન્ઝીલ. | કુરઆન. | (ફુરકાન). |

ઉપરનાં કોઠાના ક્રમમાં એક જુગમાં એક વેદ, એક ગુરૂ અને એક કિતાબ દરશાવેલ છે. તેમાં ચાર કિતાબ જેમ ઇસ્લામમાં મનાય છે, તેવીજ રીતે તેના ચાર ગુરૂ તરીકે પેગંબરો મનાય છે. તેમાં તોરાત માટે મુસા, જબુર માટે દાઉદ, ઈન્ઝીલ માટે ઈસા અને કુરઆને શરીફ માટે નબી મહમદ મુસ્તફા છે. અને આ મુજબ આખી દુનિયામાં એકસરખી માનીનતા બે ભાગમાં મનાતી આવી છે; તે નીચેના કોઠા ઉપરથી વધુ સ્પષ્ટ થશે—

| આર્ય. | | અનાર્ય. | |
|---|---|---|---|
| વેદ. | ગુરૂ. | કિતાબ. | પેગંબર. |
| રૂગ. | બ્રહ્મા. | તૌરાત. | મુસા. |
| યજુર. | વસિષ્ટ. | જબુર. | દાઉદ. |
| સામ. | વ્યાસ. | ઇન્ઝીલ. | ઇસા. |
| અથર્વ. | મહમદ. | કુરઆન. | મહમદ. |

હવે ઉપરનાં કોઠાથી એમ સિધ્ધ થાયછે, કે દુનિયના એક ભાગમાં જ્યારે વેદની માનીનતા હતી. ત્યારે બીજા ભાગમાં **કિતાબ** મનાતી હતી. પણ તે જુદા નામથી એકજ સ્વરૂપની માનીનતા હતી. એમ અમારા પીરોએ આખી દુનિયાની અઇકયતાના સાધનો મઉજુદ કરી ખુદાઇ સિધ્ધાંતોને સમજાવ્યા. અને તેમાં કોઇની પણ અવગણના કરી નથી. બલ્કે સત્ય રીતે સમજાવ્યું છે કે ચોથો વેદ પછી કોઇ પાંચમો વેદ નથી, તેમ ચોથી કિતાબ કુરઆને શરીફ પછી પાંચમી કિતાબ નથી. અને તેજ મુજબ પાંચમો ગુરૂ નથી, અને પાંચમો જુગ નથી અને તેવીજ માનીનતા ઇસ્લામ પણ ધરાવે છે કે, હ૦ મહમદ મુસ્તફા છેલ્લામાં છેલ્લા પેગંબર છે, તે પછી કોઈ પેગંબર નથી. અને પોતે ખત્મરસુલ કહેવાય છે. તેજ મુજબ આ જુગ એટલે જમાનો પણ આખર જમાનો છે; એટલે તે પછી કોઇ જુગ કે જમાનો નથી એમ ખુલ્લું મનાય છે. તો પછી પંડિતજી કઇ રીતે સાબીત્ત કરે છે કે કુરઆન પાંચમો વેદ થાય છે? અફસોસ છે! પંડિતજીની આવી ખોટી કલ્પના અને હીનનતી વિચારને માટે! શ્રી બરમાજીનો અવતાર પીરોએ પોતાને શામાટે કહેવરાવ્યા છે? તેનું

કારણ પણ હિન્દુશાસ્ત્રનાં આધારે પંડિતજી જાણતા નહિ હોય, એમ તો ન હોવું જુવે, પણ વિચાર શકતીની તપલી આર્યસમાજીનાં સહવાસ રૂપી હથોડાથી કદાચ ફાટી ગઈ હોય; તો તેનું સમારકામ અમારા **પીર હસન કબીરદીને** જેવી રીતે ખરૂં જાણુવાની આકાંક્ષા રાખી સવાલો પુછનાર "**કાનીપા**" જોગીને માટે કર્યું હતું; તે તઇયાર છે. પરંતુ અફસોસ! બિચારા પંડિતજી માટે કે, આર્યસમાજી મંડળમાં માનનું મોટું ઘંટીનું પઈ ગળે બાંધીને વધુ જોખમાયા, તેથી તે સંવાદનો સવાદ ચાખવાથી બે નસીબ રહ્યા, નહીં તો અમને ભરૂસો છે કે, હિન્દુ સિસ્ટમનાં અભ્યાસી તરીકે દુરાગ્રહી નહિ હોય અને સાચુ જાણવાનીજ ઇચ્છા રાખનારા હોય, તો કાનીપા જોગી માફક ઈમાન લાવતે અને ધ્રષ્ટતા ભરેલા સવાલો પુછીને પોતાની લાયકાત લંબાવવાથી બાજ આવતે. મજકુર **પીર હસન કબીરદીન** અને **કાનીપા** જોગીનો સંવાદ જે અમારા ઇસ્માઇલી શાસ્ત્રમાં છે. તેનો જરૂરી ભાગ આ નીચે આપવામાં આવે છે. તે ઉપરથી વધુ સમજાશે:—



## પીર હસનકબીરદીન અને કાનીપાજોગીનો સંવાદ.



**કાનીપા**—તુમ કોનસે જુગમે કોન કોન થે?

**પી૦ હ૦ ક૦**—કરતા જુગમે બ્રહ્મા.
ત્રેતા જુગમેં, વસીષ્ટજી.
દ્વાપર જુગમેં, વેદ વ્યાસજી.
કલ જુગમે નબી મહમદમુસ્તફા.

કાનીપા—ભલા ભગવાનને દશ અવતાર કાય કે વાસ્તે લીયે અઉર ઉનકી કઉનસી ન્યાત થી ?

પી૦ હુ૦ ક૦—દો (૨) જલચર.
દો (૨) વનચર.
દો (૨) બ્રાહ્મણ.
દો (૨) રાજવંશ.
દો (૨) મીલછ અવતાર લીયા અમરૂશી કે કાજ ભગવાનકે અવતારકી અઇસી નીયાંતી ભઈ.

કાનીપા—કરતા જુગ કેતા ? અઉર ઉસમેં અવતાર કેતે ભયે ?

પી૦ હુ૦ ક૦—કરતા જુગ સત્રાલાખ અઠાવીશ હઝાર. ઓર ઉસમેં મચ્છા, કોરભ, વરાહ, નરસિંહ, અઇસે ચાર અવતાર
૧ ૨ ૩ ૪
દેવકે હો ગયે.

કાનીપા—ત્રેતા જુગ કેતા ? અઉર ઉસમેં દેવકે અવતાર કેતે ?

પી૦ હુ૦ ક૦—ત્રેતા જુગ બારા લાખ છનુ હઝાર અઉર ઉસમેં વામન, ફરસીરામ, રામચંદ્રજી, અઇસે દેવકે અવતાર
૧ ૨ ૩
તીન ભયે.

કાનીપા—દુઆગર જુગ કેતા અઉર ઉસમેં દેવકે અવતાર કેતે ભયે ?

પી૦ હુ૦ ક૦—દુઆપર જુગ આઠલાખ ચોસઠ હઝાર. અઉર ઉસમેં કરશનજી અઉર બુધ અઇસે દેવકે અવતાર દો ભયે.
૧ ૨

કાનીપા—કલ જુગ કેતા ? અઉર ઉસમેં દેવકે અવતાર કેતા ભયા ?

પી૦ હ૦ ક૦—કલ જુગ ચાર લાખ બત્રીસ હઝાર. અઉર ઉસમે
નકલંકી અઇસા દેવકા અવતાર એક ભયા.
૧

*     *     *     *     *

(વળી આમળ ચાલતાં-પુછે છે કે-)

કાનીપા—કોણ તમારી જનોઇ કહીયે ?
કોણ તમારી ધોતી ?
કોણ તમારા શબ્દ કહીયે ?
કોણ તમારી પોથી ?

પી૦ હ૦ ક૦—અગમ હમારી જનોઇ કહીયે ?
નીગમ હમારી ધોતી.
અખંડ હમારા શબ્દ કહીયે !
કાયા હમારી પોથી !

*     *     *     *     *

કાનીપા—કોણ જાગે ? કોણ સોવે ?
કોણ દોદીસ ધાવે ?
પંચાણુ કેરા કોણ ગુરૂ ?
સો કોણ મારગ લાવે !

પી૦ હ૦ ક૦—હંસ જાગે પીંઢ સોવે !
માથા દો દીસ ધાવે,
પચાણુકા ગીનાન ગુરૂ.
સો ગીનાન મારગ લાવે !

*     *     *     *     *

કાનીપા—ચાર જુગકા કોણ તીરથ ?
અને કોણ તીરથ મોમના ?

નદી તો કોણુ તીરથ ?
કોણુ તીરથ ખટ દરશણા ?—હો મીરાં.

**પી૦ હ૦ ક૦**—ચાર જુગકા "**મંમ**" તીરથ.
ગીનાન તીરથ મોમના !
ચલતી નદી અધર તીરથ.
'**સતપંથ**" તીરથ ખટ દરશણા !—હાં. જોગી.



આ સંવાદનાં ગ્રંથમાં હિન્દુશાસ્ત્રનાં તત્વજ્ઞાનનો ભંડાર સમાયેલો છે. અને તેમાંના માત્ર આ પ્રસંગે જરૂરી લાગ્યા તેટલા ઉપર રજુ કીધાં છે અને તે ઉપરથી સુજ્ઞ વાંચકો જાણુશે કે ઇસ્માઇલી શાસ્ત્ર કે જે આખી દુનિયાના ધર્મના અધ્યકયપણાનો દાવો ધરાવનાર છે. તેનાં મુદ્દાઓ તપાસ્યા વગર પંડિતજી જેવા બીજી બાજુની લાલચથી ગમે તેમ બોલી પોતાનેજ વિદ્વાન ગણે અને આવા અડભંગ સવાલો પુછી બીજાનાં મન ઉપર ખોટી અસર કરાવે, તો પણ જેઓ વાંકફ છે, તેઓ કદીપણુ પંડિતજી જેવાની ભાષાની પણુ દરકાર કરે નહિ. અને ઉપરનાં સંવાદના સવાલ જવાબોથી સુંજ્ઞ અને ઇન્સાફી વાંચકને ખાત્રી થશે કે પીર હસન કબીરદીને ઇસ્લામની મહ-તા માટે હિન્દુશાસ્ત્રનાં અને વેદાંતનાં બારીક સવાલોના સમજણુ ભર્યા સંપુર્ણ જવાબો આપેલા છે.

ઇસ્લામનાં ઝળકતા ઇતિહાસમાં આવા સંખ્યાબંધ પ્રસંગોના દાખલા નોંધાયલા છે. કે જેઓ નબી મહમદ મુસ્તફા પાસે અથવા તે પછી થઇ ગયેલા ઇમામો પાસે આવતા, અને સવાલો પુછી સંતોષ પામતા અને તે સવાલોના સંતોષકારક જવાબો મળવા પછી ઈમાન લાવવામાં આંચકો ખાધો નથી. હજારો વિદ્વાન યાહુદીઓ હઝરત પેગંબર સાહેબના વખતમાં અને ત્યાર બાદ મઉલાઅલી પાસે

આવતા. અને તેમાંના અબુજેહુલ જેવા કે ઇબ્ને મુલઝીમ જેવા થોડાકો. પંડિતજી માફક હઠ ધરમીયોજ પોતાના દંભમાં કે લાલચમાં હઠી જતા. બાકીના સંખયાબધ લોકોએ શાંતિના જમાનામાં ઇસ્લામ સ્વિકાર્યો છે અને શાસ્ત્રનાં જ્ઞાનના ભાર વહેનાર જેવા ગધેડા જેને કુરાનમાં પણ કહેવામાં આવ્યા છે; તેવાઓ પંડિતજી માફક સત્યવાન સાબેત થવા છતાં પોતાની હઠ ઉપર કાયમ રહેતા. એ હિસાબે આ સવાલોના જવાબો સતપંથ (કૃક રાહ) શાસ્ત્રનાં આધારે પંડિતજીને આપવામાં આવે છે, કે જે હિન્દુ અને વેદના માનનારા તરીકે તેમને વધુ સ્હેલાઇ દેખાડનારા છે. છતાં પણ પંડિતજીને ન ગમે અથવા ન રૂચે તો તેથી અમોને માનવાને કારણ મળશે કે, પંડિતજીએ સમજવાને ખાતર સ્વાલો નહોતા પૂછયા. પણ જાહેર લોકોમાં ખળભળાટ મચાવી અશાંતીનું પાપ વહોરવા માટે, કે જે માટે આર્યસમાજ બ્રીટીશ ગવરમેંટનાં ગુન્હેગારોનાં લીષ્ટમાં અનેક વખત નોંધાઇ ચુકેલા છે. આ છઠા સ્વાલનો જવાબ અમોએ પંડિતજીની શંકાઓ ઉપર ધ્યાન રાખીને આપ્યો છે. બાકીના ભાગ અગાઉ બતાવી ગયા હોવાથી આ સ્થળે પંડિતજીની પેઠે પુનરૂકતી કરવાને વાજબી લાગતું નથી.

---

## સવાલ ( ૭ ) મો.

એવી કઈ કિતાબ છે કે જેને ખુદા કબુલ રાખે છે? (દાખલો)

( ક ) વેદ પાક છે; કે કુરઆને શરીફ પાક છે?

( ખ ) શું આ વાત બની શકે છે? કે ૩૦ સિપારા ખોટા કરીને ખુદાવંદ ૧૦ સિપારા મંજુર કરેલ છે. તો સાહેબ એવાં લખાણથી અજ્ઞાન માણસો ગોથા ખાશે એટલે માણસોને ખુદાએ થાપ આપીને પોતાની એક કિતાબના ૩૦ હિસ્સામાં ખુદાનો વહદહુલા શરી-

**કે સાબીત કરી લખેલ છે ને પછી ચોથા હિસ્સામાં એના અવતાર એટલે શરિર ધારણ કરે છે ! તેમજ જનમવું મરવું પણ કરે છે. એવી રીતે લખેલ છે તો હવે એવી રીતનું લખાણ તો વેદ અથવા કુરઆન માં તો નથી પણ અથર્વ વેદમાં લખેલું છે તથા ખુદા ઈન્સાન તથા હેવાનનો પણ અવતાર લે છે. એવું પણ લખેલછે તથા એવી રીતનું પણ લખાણ છે કે હઝાર તરાહનો પણ અવતાર લે છે. તો હવે ઉપરનાં લખાણથી એમ સાબીત થાય છે કે હિંદુઓ ના અસલ બાપદાદાને ભુલાવા સારૂ લખેલ છે.**

**જવાબ ( ૭ ) મો.**

આ સાતમા સ્વાલની મુખ્ય નેમ પંડિતજીને એમ જાણવાની લાગે છે કે, વેદ અને કુરઆન એ બેમાં શું પાક છે ? પંડિતજી અગાઉના સ્વાલમાં વેદને ખુદાઇ કિતાબોના સાથે સમજાવ્યા પછી સમજ્યા હશે, કે તોરાત, જબુર, ઈન્ઝીલ અને ફુરકાન એ ચારે મળીને ચાર વેદના વખતનાં ૪ સ્વરૂપ દેખાડનારી ૪ કિતાબો છે, પણ જુદી નથી. તો તે પછી બેઉ એકજ છે, એમ અમારા કહેવા સાથે મળતા થઇને તે પાક છે એમ જાણશે. છતાં બેઉ એક કેમ હોય ? તેનો દાખલો પુર્ણોપમા તરીકે એવો છે કે— **આંખ જેમ બે છે ને નજર એક છે.** એજ મુજબ જુદાં સ્વરૂપ છતાં, એકજ કામ એક સાથે કરનારી છે, એમ જાણશે અને સંતોષ લેશે અને તે પછી કુરઆનમાં જે અગાઉના મનસુખ થઇ ગએલા પેગમ્બરોની કિતાબની વાતો છે તે ઉપર અમલ થઇ શકતો નથી, અને તેથી ચોથા અને છેલ્લા પેગમ્બરનાં ફરમાનો જે કુરઆને શરીફના ભાગ સાથે મળતાં આવે તેજ અમલમાં મુસલમાનો લાવે છે. પરંતુ પંડિતજી જેમ પ્રષ્ટનાથી કહે છે કે ત્રીસ સિપારા ( ભાગ ) ૨૬ છે, એમ કોઈ રીતે

ઇસમાઇલી શાસ્ત્રમાં લખેલું નથી અને તે પંડિતજીની કલ્પિત મુર્ખતા છે અથવા અર્થમાંથી અનર્થ ઉભો કરવાની ભ્રષ્ટતા છે. કારણ કે અમારા પીરોએ એમ સમજાવેલું છે કે ત્રીસ ભાગ જે કુરઆનમાં જાહેર રીતે મોજુદ છે તે દુનિયામાં ફેલાવ્યા છે અને દસ ભાગ જે પાંચમાં સ્વાલમાં સમજાવ્યા છે. તે મુજબ દરેક સુરા ( પ્રકરણ ) ની શરૂઆતમાં અરબી મુળાક્ષરો જે બાકીના દસ ભાગ જે એહલેબેતના હકદાર ઇમામ તરીકે પોતા પાસે રાખેલા છે અને જેની મતલબ અમારા પીરોએ જ્ઞાન રચી સમજાવ્યા છે, તે તેની ચાવી રૂપે છે એમ કહેલું છે. તેનો અર્થ પંડિતજીએ આ સ્વાલ મારફતે તદન ઊંધો કર્યો છે, પંડિતજી આટલાં પછી એવી શંકા કરે છે કે જે અમારા હકિકતી ઇસ્લામનાં શાસ્ત્રમાં તો નથી; પણ વેદમાં પણ ન છાજે એવી રીતે કહે છે કે ખુદા વહદહુ લાશરીક છે, એવું ૩૦ ભાગમાં કહ્યું છે અને દશ ભાગમાં અવતારની વાત સમજાવી છે. પંડિતજીના આ વિવાદનો જવાબ આપીએ, તે પહેલાં પંડિતજીનેજ પુછીશું કે, વેદમાં ૪ આશ્રમો બતાવ્યા છે. તેમાં ૩ આશ્રમમાં મુર્તી પુજા બ્રાહ્મણો કરાવે છે અને ચોથા સંન્યાસ આશ્રમમાં મુર્તી પુજા નહિ કરાવતાં, નિરંજન નિરાકાર ઇશ્વરની ભકિત કરાવે છે. તે આશ્ચતમાં કેમ નથી પુછતા ! કે વેદના બ્રાહ્મણો શા માટે એવી થાપ ૩ આશ્રમ સુધી ખવાડે છે ? અને વળી તે ઇશ્વર પ્રણિત વેદ હોવાથી તેના આધારે બ્રાહ્મણો વર્તન કરાવે છે એટલે ઇશ્વરે એવો ભેદ શા માટે રાખ્યો હશે ? જો કે આ અમારો જવાબ નથી અને અમારૂં માનવું પણ નથી કે મુર્તી પુજા કરવાને વેદ કહે છે. કારણ કે તેને અમો ખુદાઇ કિતાબનું સ્વરૂપ માનનારા છીએ. પણ વેદમાં બ્રાહ્મણોએ જ્યારે પોતાની મનધડત બાબતો ઘુસાડવા માંડી ત્યારેજ તેનાં શુધ્ધ સ્વરૂપ તરીકે દુનિયાના બીજા ભાગમાં પવિત્ર કિતાબો ક્રમે ક્રમે વેદનાં શુધ્ધ સ્વરૂપ તરીકે ઊતારી છે. પણ પંડિતજી પોતાની બાડી

આંખે એ ચંદ્રમા જુવે છે ત્યારે ઇસમાઇલી ધર્મ બેઉ સાબુત આંખો થી એક વહદહુલાશરીકનુંજ પ્રતિપાદન કરે છેઃ-

સ્વાલ પાંચમો અને છઠો પંડિતજીને આ સાતમા સ્વાલના નિરાકરણ માટે બસ છે પરંતુ "વહદહુ લાશરીક" નો અર્થ "એકજ ખુદા વગર ભાગીયાનો" એમ થાય છે તે અર્થ કોઇ રીતે ઇસમાઇલીયો બદલાવતા નથી. અને ઇસમાઇલી શાસ્ત્રમાં કોઇપણ પીરોનાં જ્ઞાનમાં પણ તેથી વિરૂધ્ધ બતાવ્યું નથી. ઉલટું "વહદહુ લાશરીક" ના અર્થને વધુ સિદ્ધ કરવાને પુષ્ટી આપેલછે તેમાં ગુજરાતીમાં "નુરે વહદાનીયત" નામની છપાએલી ઇસમાઇલી બુક જે માસ્તર હાસમ બોધા તરફથી પ્રગટ થએલછે તે એની દલીલ છે. જે ઉપરથી અમારા ઇસમાઇલીયો "વહદહુલાશરીક" ખુદાનાં નુરને માનવા અને મનાવવા અમારા ધર્મનાં ફરમાન મુજબ ફરજ સમજે છે, તે જાણવાને બનશે. ત્યારે પંડિતજી અરબી જાણતા ન હોવા જોઇએ તેથીજ અને તેવીજ રીતે ગુજરાતી પણ પુરૂં ન જાણતા હોવા જોઇએ તેથીજ વહદહુલાશરીક ખુદાને માનવા માટે ખુદાના નામથી પોતાના નાપાક બહેકેલા વિચારોથી કલમ ચલાવી પાખંડ કર્યો છે, એ બાબતો બહુ નાજુક છે અને અમારા ઇસમાઇલી ધર્મનો મુળ શણગાર હોઇને અને એક ખરેખરા મુસલમીન અંતઃકરણથી અમો, પંડિતજીએ વહેદહુલાશરીક ખુદા સામે વાપરેલાં કલંકાત વિશેષણો તરફ ધિક્કારની નજરથી જોઇએ છીએ અને કહીએ છીએ કે "અઉઝો બિલ્લાહ મીનશ શયતાન." પંડિતજી વળી અગાઉ વધીને લખેછે અને જવાબની રાહ જોયા વગર "ઘરની ઘંટી ને ઘરના બળી" માફક પોતેજ સાબિત કરતા જાય છે કે, ખુદા શરિર ધારણ કરે છે! તથા જન્મવું મરવું પણ કરે છે. તોબા! તોબા! પંડિતજી આ સ્વાલ પુછતી વખત હિંદુ શાસ્ત્રની અવતારની રૂઢીનો પણ નિયમ જાણતા હોત તો આવી મુર્ખતા સાથે લખત નહિ, પણ પંડિતજીને જાહેર મુસલમાન

આલમને બહેકાવવાનું હોવાથીજ આમ લખ્યુ છે એ સિદ્ધ છે; છતાં અમો પંડિતજીનું ધ્યાન ફરશીરામનો અવતાર પુર્ણ થતાં રામચંદ્રજીમાં કેમ જવા પામ્યો? તે જાણુતા હશે, તેને યાદ કરે નહિ તો કોઈ વ્યાસજીને પુછે, તો અવતાર નુર (જ્યોતિ) રૂપે પ્રગટ થાય છે, નહિ કે માના પેટમાંથી જન્મ લે છે. એવીજ રીતે નુર (જ્યોતિ) સોંપાયા પછી શરિરનો નાશ થાય છે. જ્યાં સુધી નુરે ખુદા જેમાં હોય છે, ત્યાં સુધી તેને કોઇ નુકશાન પ્હોંચાડી શકતું નથી. તે માટે કરબલાની કતલનો દાખલો ઇમામ હુશેન પાસેનું નુરે ઇમામત જ્યારે તેમના વડા ફરજંદ ઇમામ જેનુલાબદીનને સોંપ્યું; ત્યારેજ હુસેન શહીદ થયા અને એ નુરની બરકતથી ઇમામ જેનુલાબદીનને કોઇ હાથ લગાડી શકયું નહોતું અને ત્યારે એ નુરનાં વિરૂદ્ધ ખરાબ લખનારાના બંને હાથ કુરઆને શરીફની આયાતમાં છે તે મુજબ ભાંગી જાઓ.

"તબ્બત યદા અબીલહબીંવ-વતબ્બ."

અર્થ—હસદખોરોના બને હાથ ભાંગી જાઓ."

વળી પંડિતજી લખે છે કે વેદ અથવા કુરઆનમાં તો લખેલું, નથી, પણુ અથર્વ વેદમાં લખેલું છે કે ખુદા શરિર ધારણ કરે છે!

આ પંડિતજી શું સમજી લખે છે? કે વેદમાં નથી અને અથર્વ વેદમાં છે. એટલે શું અથર્વ વેદને વેદ નથી ગણતા? અથવા અથર્વને નહિ મનાવવા બ્રાહ્મણો સાથે શામેલ છે? અને જો અથર્વ વેદમાં છે, એટલે કબુલ ન હોય, તો પછી વેદના નામે લાખો હિંદુની પવિત્ર ભાવના રોળી નાંખવાનું પાપ શા માટે વ્હોરે છે? કારણુકે વેદ મનાવવાનીજ આર્યસમાજીઓની મુરાદ છે. ખરેખર! અહિં બારીક લક્ષ કરતાં પંડિતજીના મલિન વિચારોની છાયા પ્રત્યક્ષ થાયછે અને મુસલીમ વિરૂધ્ધ તેમની નફસાનીયત દેખાઇ આવે છે. કારણુ કે હાલનો જમાનો કલજુગનો છે અને કલજુગમાં (મલેચ્છનો) નકલંકી અવતાર કબુલવો પડે, છતાં પોતાની આંખનું કણું પોતે નથી કાઢી શકતા અને બીજા-

ની ચોખ ગોતવા મથે છે. એટલે હિંદુઓ અને બ્રાહ્મણોને પોતે વેદના પ્રતિપાદન માટે ભમાવે છે, ત્યારે એજ હિસાબે અથર્વ વેદનો વારો છતાં તેજ અથર્વ વેદ ઉપર મલેચ્છ હોવાના લીધે શ્રધ્ધા આડી લાવે છે. આ વેદનાં કારણ સાથે ચોખ્ખી અથડામણ છે અને આવી ભ્રષ્ટ બુધ્ધિથી વેદ પણ તેને લાભ આપતા નથી અને એજ કારણે હજારો સનાતની ભાવિક હિંદુઓની બદદુઆ લે છે. પધ્ધતિ તરીકે દરેક જુગમાં એક વેદની માનીનતા હોવી જોઇએ અને આજે ત્રણ જુગ ખલાસ થયા અને ચોથો જુગ ચાલતાં ચોથો વેદ મનાવવોજ જોઇએ. ત્યારે અમારા ઇસમાઈલી પીરની ઇસ્લામી ધાર્મિક ગણત્રી વાજબી રીતે ત્રણ વેદ અથવા ત્રણ કિતાબ તોરાત, જબુર અને ઇન્ઝીલનો જમાનો વહી ગયો હોવાથી તે મનસુખ છે અને હાલ અથર્વ વેદ અથવા કુરઆને શરીફનો જમાનો ચાલુ છે. માટે આગલા વેદ અથવા કિતાબો મનસુખ થઇ છે. વેદમાં અવતારોને આર્યસમાજીઓ નથી માનતા, તેનું કારણ પણ એજ કે, અવતારો માનવાથી દશમા અવતાર નકલંકીને માનતાં મુસલમાન થવું પડે અને તેથી પોતે વેદને બહાને કાંઇક ધાર્મિક સત્તા ચલાવી શકે છે, તે બંધ પડે. પણ એ બાબતને એટલે કલજુગમાં અથર્વ વેદને સિધ્ધ કરવા નકલંકી અવતાર થયો; જેને લગભગ આજે તેર સો વરસ થયાં છે અને વેદની ભાષા પણ સંસ્કૃત મૃત થઇ છે. પછી એવા પસાર થઇ ગએલા જમાનાની અથવા મુરદાને હલાવી જીવતું દેખાડવું તે વેદના હિસાબેજ કામનું નથી અને જરૂર તેને અથર્વ વેદ કે જેને આર્યસમાજીઓ પોતાની ફરજ છતાં અગ્રાહ્ય તરીકે ગણી માનતા નથી અથવા તેમનાં શુધ્ધ સ્વરૂપ તરીકે કુરઆને શરીફને માની કબુલ કરતા નથી, ત્યાં સુધી તેઓએ વેદના નામે ઉપાડેલો ઝુંડો નહિ પણ તોફાની દંડો છે, એમ કહ્યા વગર ચાલતું નથી.

હવે મુળ બાબત પર આવતાં કહીશું કે ખુદાએ કબુલ રાખેલ

અને વેદનાજ હિસાબે માનવા લાયક ચોથા જુગના ચોથા વેદ અથર્વ વેદના નીચે આપેલા શ્લોક મુજબ અરબી ભાષાના કુરઆને શરીફને સ્વિકારવાની ફરજ થઇ પડે છે:—

**શ્લોક—अल्लोर रसुल महमदर कबरस्यं अल्लो अल्लाम-**

**અથ—અલ્લાહ અને તેના રસુલ મહમદ મોટા છે. (અથર્વ વેદ)**

**અને તેવીજ રીતે પવિત્ર કુરઆનમાંહેની સુરતન નુરનું નુર તમો આયસમાજીયો ઉપર પ્રકાશીત થાવ—કારણ કે "ખુદા પોતાનાં નુર વડે જેને ચાય છે તેને રસ્તો દેખાડે છે." ( આયત ૩૫ )**

**યહદીલ્લાહો બે . નુરેહી મંય્યશાઓ.**

**અને એ ખુદાના નુર (અવતાર) રૂપે મઉલા મુર્તઝા અલી અને તેની સીધી નસલે ઊતરી આવેલા હાલના અમારા ના૦ આગાખાન સાહેબ છે તેને ઓળખો !**

પંડિતજી આ સ્વાલમાં અલ્લાહના અવતારો વિષે વળી પાછું ઉમેરે છે કે, "ખુદા ઇન્સાન, હેવાન વિગેરે વિગેરેના અવતાર લીયે છે અને હઝાર તરેહના અવતાર લીયે છે." આ બાબતમાં ટુંકમાં ખુલાસો કરીશું કે મનુષ્યો અગાઉ અલ્લાહની સત્તા હતી અને તે વખતના પ્રાણીઓ માટે જે સ્વરૂપમાં તેને વાજબી લાગ્યું; તેની આડે કોઈ જઇ શકનાર નથી અને તે બાબતમાં ઉચ્ચાર કરનાર પહેલા સ્વાલમાં બતાવી ગયા તેમ અલ્લાહને સર્વ શકિતમાન નહિ માનનારો ગણાય, ત્યારે ઇન્સાનના અવતાર બાબત અથર્વ વેદના શુદ્ધ સ્વરૂપ હાલના કુરઆને શરીફમાં સુરતલ સાદમાં પણ મઉજુદ છે કે:—

"(યાદ કર) કે જ્યારે તારા પરવરદિગારે ફિરસ્તાઓને કહ્યુ કે ખરે-"ખર હું એક પુરૂષ માટીમાંથી પેદા કરનાર છું. (૭૧) પછી જ્યારે "તેને આકાર આપું છું અને તેમાં મારા રૂહથી ફુકું છું, ત્યારે તમે "તેને સિઝદો કરતાં મ્હોં ભર પડો. (૭૨) પછી ફિરસ્તા સઘળાઓએ "તેને સિઝદો કર્યો. (૭૩) પણ ઇબ્લીસે કર્યો નહિ. તેણે આપ બડાઈ

કરી અને તે કાફરોમાંનો હતો." (૭૪)

આ કુરઆનના હુકમોને આધારે ખુદાના બનાવેલા પુરૂષના પુણ્ આકારને કે જેમાં ખુદાએ પોતાના રૂહથી ફુકયું છે. તેને સિઝદો ન કરવા સમજવાની આપ વડાઇ કરવાની આર્યસમાજી પંડિતજીની વાતો ઇબ્લીસની દશા થવા જેવી માનીએ છીએ.

મઉલાના રૂમની મસ્નવીમાં પણ એહલેએતના વિષે શંકા કરનાર ને કહ્યું છે કેઃ—

લાં દેહાં તરકે હસદકુન બામહાન
વરના ઇબલીસી શવી અંદર જહાંન

**અર્થ**—(એહલેબૈતની) મોટાઇથી હસદ કરવા કરતાં મોઢું ચુપ રાખ. નહિ તો આ દુનિયામાં ઇબ્લીસ થશે.—

આ હિસાબે અમો ઇસ્માઇલીયો અલીની સાંચી નસલે ઉતરી આવેલ અમારા નામદાર આગાખાન સાહેબને ખુદાઈ નુર સમજીને દરેક માન સપીએ છીએ. અને તેનાં વિરોધીયો તરફ ધિકાર બતાવવાની ફરજ મજીએ છીએ અને તે હિન્દુઓના બાપ દાદાને ભુલાવવા નહિ, પણ કલજુગનાં ચોથા વેદનાં શુધ્ધ સ્વરૂપને કબુલાવવા અમારા મહાન પીરોએ સમજાવવા કોશેશ કરી છે એમ પંડિતજીએ જાણવું.—



## સવાલ (૮) મો.

વેદ તથા કુરાન તેજ કહેવાય છે. કે જેને અથર્વ વેદ ગીનાન કહે છે અને તેને તમે જાહેરમાં લાવવા માગો છો કે નહિ? બીજું તમારા મુરીદો એમ કહે છે કે અસલ કુરઆન ઇરાની જબાનમાં છે ને તે તઇયાર થાય છે ને

થોડા દિવસમાં બહાર પડશે. તો શું આ વાત સાચી છે? અગર જો સાચી હોય તો અહરફુ વેદ અથવા કુરાન જેનો ખુલાસો તમારા મુરીદોએ કરેલ છે. તે અમને દેખાડશો? અગર જો નહિ દેખાડશો તો પછી અમે એમજ સમજશુ કે પીરોની કિતાબમાં જે લખાણ છે તેને જુઠા અથવા અવિશ્વાસુ કહેવું પડશે.

## જવાબ (૮) મો.

આ સવાલમાં અમોને ફરીફરીને અગાઉ કહી ચુકેલ બાબતો સવાલની રૂઢીને ખાતર કહેવી પડે છે. કેમકે પંડિતજીના સવાલો એવા પુનરૂકિત દોષોથી ભરેલા છે. માટે તેનો દોષ અમારે શિર ઇન્સાફી વાંચનારે મુકવો નહિ. પંડિતજી પુછે છે કે વેદ અથવા કુરાન તેજ કહેવાય છે, કે જેને અથર્વ વેદ અથવા ગીનાન કહે છે અને તેને જાહેરમાં લાવવા માગોછો કે નહિ? (જવાબ) અગાઉના સવાલોમા જણાવ્યા મુજબ કુરઆને શરીફ ચાલીસ ભાગનું છે. જેમાં ત્રીસ ભાગ દરેક દસ ભાગમાં એક વેદ, એમ રૂગ, યજુર અને સામે એ ત્રણ વેદ ત્રીસ ભાગમાં હાલનાં કુરઆને શરીફમાં મોજુદ છે, કે જેવી રીતે તોરાત. જબુર અને ઇન્જીલ એ ત્રણ કિતાબો પણ કુરઆને શરીફમાં છે. એમ એહલે ઇસ્લામ માને છે. અને તેટલાજ માટે તે કિતાબો મનસુખ થયેલી માનવામા આવે છે અને કુરઆને શરીફની મહત્તામાંની આ પણ એક મુખ્ય છે કે, કુરઆને શરીફમાં દુનિયાની દરેક હાલતનો ચિતાર અને તેનું રહસ્ય (તાવીલ) જાણનારાઓ કરી શકે છે. અને બાકીના દશ ભાગ જે અમો ઇસ્માઇલીયો માનીયે છીયે તે મુજબ હાલના કુરાને શરીફમાં જે સુરા (પ્રકરણ)ને મથાળે અરબી મુળાક્ષરો "અલીફ, લામ, મીમ," વિગેરે મુકાયલા છે. તેનું સ્ફુટ વર્ણન જે એહલેબૈતનાં હકદાર વારસ પાસે એટલે અમારાં નામદાર આગાખાન પાસે, પેઢી દર પેઢી

ઈમામતની સોગાદો સાથે ચાલી આવે છે, તેમાં છે. અને જેનુ વર્ણન અમારા પીર સદરદીન સાહેબે ગુજરાતી, સિંધી, વિગેરે ભાષામાં જે ગુજરાત અને સિંધમા હાલ મઉજુદ છે, તે સિવાય પંજાબ વિગેરે ભાગોમાં તેમને અનુકુળ ભાષામાં પણ જ્ઞાન તરીકે સમજાવેલ છે. તેને જાહેરમાં મુકવાંની સત્તા તે માત્ર અમારા હાજર ઇમામનાજ હાંથમાં છે. અને તે બાબતમાં અમો મુરીદો તરીકે કાંઇપણ કહી શકીયે નહિ. અને તેથી તે બાબતમાં પંડિતજીનાં માત્ર પોતાના નફ્સાનીયતનાં વલખાંજ છે. ત્યારે ઇસ્માઇલી મુરીદોની અસલ કુરઆનની માનીનતા તરીકે ઇરાની જબાનમાં છે. એમ કહીને જે હુમલો કરવાનું તેનું અંગત મન થયું છે તે તેના ઉપર ઉતરે છે કારણ કે ઈરાની જબાનમાં કુરઆન છે એમ ઇસ્માઇલીયોજ નહિ, પણ કુલ્લે ઈસ્લામી આલમ પણ સ્વિકારવાને અચકાતી નથી. ને તેને મૌલાના રૂમી જલાલુદીનની મશનવી માટે મુસલમીન આલીમો સાફ કહી ચુકયા છે કે—

**બેત**—મશનવીયે મઅનવીયે મૌલવી;
હસ્ત કુરઆં દર જબાને પેહલવી.

**અર્થ**—મઉલાના રૂમી મઉલવીની મઅનવી મશનવી તે પેહલવી (ઈરાની) જબાનનું કુરઆન છે!

આ મુજબ કુરઆને શરીફ સાહેની માનીનતા માટે જ્યારે મશનવી શરીફને પણ સારા એતેકાદથી અને ઇસ્લામની એહતરીથી ઈસ્લામનાં મહાન આલીમોએ સ્વિકાર કર્યો છે, કે તેમાં અરબી ભાષાનાં કુરઆનનો મમત કરવામાં ડહાપણ માન્યું નથી. તેને પંડિતજી જેવા કટ્ટા કટ્ટા વિરોધીઓ વગર સમજને દયાનંદી વગણ ધારણ કરી ભોળાઓને ભરમાવવા જે કોશેશ કરે છે. તે કેટલી નીચ અને તોફાની ઓળખાવી શકાય, તેનો વાંચકો તોલ કરશે. અને જ્યારે ઇસ્લામી આલેમ ઈસ્લામની બહબુદી ખાતર મશનવી માટે

આટલો ઉંચો અભિપ્રાય ધરાવે છે, તે મશનવીનાં કર્ત્તા મઉલાના રૂમ અમારા પીર શમ્સનાં મુરીદ છે, કે જે પીર શમ્સ તબરેઝનાં નામથી મશહુર છે. એવા એક ઇસ્માઇલી પીરનાં માનવંત મુરીદનાં ગ્રંથને કુરઆને શરીફથી ઉપમાં અપાય, તેમાં ઇસ્લામી આલીમો મહત્તા માને, તો પછી ઇસ્માઇલી ઇમામનાં ઘરમાં કુરઆને શરીફની ઉંચી અને ભેદી વાતોનો ઇન્તેખાબ હોય, તે ઇસ્લામનાં રહેબર અને પેશવા (ઇમામ)નો દાવો કરનારનાં સામે એવો કોણ હશે? કે જેને ભડકાવવા અને એહલેબઇતથી ગુમરાહ થવાં પંડિતજીની કોશેશો કામે લાગે! અમો ખુશ એતેકાદથી ભરૂસો રાખનારા છીએ, કે એહલે ઇસ્લામ! પંડિતજીનાં સવાલનાં આ ભાગ તરફ તિરસ્કારથી જોવામાં અમારા સાથે શામેલ રહી, હ. મોહમદ મુસ્તફા સ૦ અ૦ નાં કઉલ મુજબ રોજે હશરની જવાબદારી વખતે ખુશ ખુર્રમ રહેવા ઉમેદ ધરાવશે. વિશેષમાં કહીશું કે, અમારા નામદાર આગાખાન સાહેબ કે જેઓ કુરઆને શરીફને જાહેર આલમમાં સમજાવવાને ઇમામ તરીકે જે હક ધરાવે છે, તે વધુ સારા આકારમાં અને સ્પષ્ટ રીતે અલ્લાહનાં કલામ તરીકે મનાતી કિતાબને અજવાળામાં લાવે, તો નવાઈ શાની? શું આ જમાનામાં ઇસ્લામનાં અકાયદનું અને કુરઆને શરીફનાં સિધ્ધાંતોનું ચલણ સુધારવા લાયક નથી? નહિ છે અને છે; એમ ઇમામ મેંહદીની આમદની રાહ પુરવાર કરે છે. પણ અમો પંડિતજીની કુરઆનની બાબતો જે એહલેબેતનાં ઘરમાં છે તે દેખાડવાની માંગણી તરફ ધિક્કારની નજરથી એટલા માટે જોઇએ છીએ કે તે આર્યસમાજી નામની એવી ટોળીમાં દાખલ થયો છે; કે જેનાં ગુરૂ દયાનંદના કુરઆને શરીફ તરફની નિંદાયુકત વલણ, પોતે "સાપ ગયા ને લીસોટા રહ્યા" તે માફક સત્યા (નાશ)ર્થ પ્રકાશમાં હજુ પણ મુસલમાનોનાં અંતઃકરણને ઉશ્કેરવા મઉજુદ છે. તે માટે ભલે, પંડિતજી પોતાને ગમે તેમ અમોને સમજે તેની અમોને પરવા નથી.

**સવાલ (૯) મો.**

હવે તમારી મઝહબી કિતાબ છે; તેમાં પીરોએ કહેલ છે કે અથર્વ વેદ તેજ કુરાન છે.

તો તે કિતાબ એટલે વેદ તથા કુરાનને સંતાડી રાખવા લોકોને કહેલ છે તેનું કારણ શું ?

બીજું ખુદાનો હુકમ તથા કિતાબ અમુક કોમ અથવા કોઇ એક ફીરકા સારૂ ખુદાએ બનાવેલ છે કે અગર બનાવેલ હોય તો કોના વાસ્તે ?

બીજું તમોને એવો ઠપકો નહિ આવતો હોય, તો પછી શું કરવા સદરહુ કિતાબ જાહેરમાં નહિ લાવવાનું લખેલ છે. તેનું કારણ શું ?

બીજું દુનિયાના ભલાના વાસ્તે સદરહુ કિતાબનો તરજુમો બીજી જબાનમાં કેમ કરવા આપતા નથી ?

બીજું તમો સદરહુ કિતાબનો તરજુમો બીજી જબાનમાં કરવા હુકમ નહિ આપશો તો પછી હું એમજ સમજીશ કે લોકોને જાણી બુજીને અંધારામાં રાખવામાં આવે છે ?

**જવાબ (૯) મો.**

આ સ્વાલના છેલ્લા ભાગમાં પંડિતજી ધ્રષ્ટતા બતાવે છે કે "અમુક રીતે તમો નહિ વતશો ? તો પછી હું એમજ સમજીશ કે લોકોને જાણી બુજીને અંધારામાં રાખવામાં આવે છે ?" મુનસફ મિઝાઝના સુજ્ઞ વાંચકો તોલ કરશે, કે આ પંડિતજીનો સ્વાલ છે કે ફાંટાબાજ વિચારો છે ? કાલે ઉઠીને પંડિતજી એમ કહેવા નીકળે કે દુનીયા જો પંડિતજીને ( તેને પોતાને ) પીર પેગમ્બરો કરતાં વધુ હુશીયાર નહિ કહે, તેને માટે પંડિતજી સારો વિચાર નહિ ધરાવે ? આમ કહેવું જાહેર ઇન્સાફી આલમમાં એક મુર્ખતા સિવાય બીજું શું ગણાય ? જાણે ઇસમાઇલી ધર્મ પંડિતજીના અભિપ્રાય ઉપરજ

ટકેલો છે એમ પોતે માને છે ! અને તેથી એમ પોતે બોલે છે; પરંતુ સતપંથ (હક રસ્તે) કે જે તે સનાતન દુનીયાના કુલ્લે ધર્મોનાં મંડાણ સરખાં છે અને ઇસ્લામના હકતી દરજ્જાનું જે શિક્ષણ આપે છે. તે જેમ ઇસ્લામની શરૂઆતના જમાનામાં અબુ જેહલ જેવા ફાંટાબાજો અને ખરાબે લાધી ગએલ જેવાના તરેહવાર વઢકણાપણા અને આડાઇપણાના દાખલા તેની હયાતી સુધી જીવને જોખમે કરતો રહ્યો અને ત્યાર પછી આજ સુધી એવા સંખ્યાબંધ દ્રષ્ટાંતો ઇતિહાસમાં નોંધાએલાં છે, કે જેઓએ પોતાની હઠધર્મી અને દુરાગ્રહીપણા ઉપરાંત પંડિતજી માફક ઇસ્લામ માટે જાહેર આલમને આડે રસ્તે દોરવવા યુકિતઓ કરી હોય. પરંતુ સરવાળે સાબેત થઈ ચુકયું છે; અને તેને દાના વિરોધીએ કબુલ્યું છે કે, ઇસ્લામનાં મહાન સિદ્ધાંતોને તે ખરા અને શરેષ્ટ હોવાથી કોઇ અટકાવી શકયું નથી. એવા મહાન અને પવિત્ર ઇસ્લામનાં સત્ય સિધ્ધાંતોના ઇસમાઇલી ફીરકાને માટે પંડિતજીના સારા અભિપ્રાયની, કે આડાપણાની લેશ માત્ર પરવા નથી. એમ તેઓએ નોંધી રાખવું. આટલા તેની ટીકાના જવાબ પછી મુળ સ્વાલનો જવાબ આપતાં કહીશું કે, પંડિતજીનો નવમો સ્વાલ પણ પુનરૂકિત દોષવાળોજ છે અને અમારા આઠ સ્વાલના જવાબો સુધી જે કહેવામાં આવ્યું છે તે પછી એમ સમજાયું હશે, કે અથર્વ વેદનું શુધ્ધ સ્વરૂપ કુરાન છે અને તેને તેના માનનારાઓ સિવાય બીજા-ને નહિ બતાવવાનું કારણ વેદના અધિકારી વગરના પાસે વેદ શીખા-વવા જેવું છે. કદાચ આર્યસમાજીયો વેદ શીખાવવા માટે અધિકારીનો બાધ ન રાખતા હોય, તો તેમાં તેમની એ ભુલ એટલા માટે ગણાય કે જેમ નિશાળમાં ભણવા જતાં નાની ઉમરનાં બાળકને શિક્ષણ મેળવવાનો હેતુ સમજાવી શકાય નહિ, અથવા વયમાં નહિ આવેલા છોકરાને પરણાવવાથી સંસાર વેવારનો ખ્યાલ આવી શકતો નથી; તેજ મુજબ જ્યાં સુધી જે પુરૂષ અધિકાર ન મેળવે ત્યાં સુધી તેને તે વાત

કહેવામાં સાર જડતો નથી. પરંતુ તેથી કાંઇ તેને ગુપ્ત રાખવાથી કાંઇ ખરાબ હેતુ છે એમ સિધ્ધ થઇ શકતું નથી અને તેથી પંડિતનું ગુમાન વૃથા છે. " ભેંશ આગળ ભાગવત " જેવી કહેવત ઊપર વર્તવાને મતલબી પંડિતજી ઇસમાઇલી શાસ્ત્રનાં સત્ય સિધ્ધાંતો જાણવાને હવે બીલકુલ લાયક હોય, એમ અમો તેની ધ્રષ્ટતા સાથે સરખાવતાં માનતા નથી. આર્યસમાજી જેવા તોફાની વંટોળીયાથી ઊડેલી નિંદાની ધુળથી; તેમની આંખમાં ઝાંખ આવી ગએલી છે તેથી ઇસમાઇલી શાસ્ત્રનું બારીક અવલોકન કરવાની તેમની શકિત નષ્ટ થઇ છે અને એવી શકિત ભ્રષ્ટ થએલા પંડિતજીને ઇસમાઇલીયો અથર્વ વેદનાં શુધ્ધ સ્વરૂપને જાહેરમાં કયા ઉંચ હેતુને અવલંબી નથી મુકતા તેની કદર કયાંથી આવે ? કહ્યું છે કે:-

બૈત-કદ્રે જર જરગર બિદાનદ; કદ્રે જૌહર જૌહરી !
કદ્રે ગુલ બુલબુલ બિદાનદ; કદ્રે કંબર યા અલી !

**અર્થ**—(શરાફ) નાણાંવટીયો નાણાંની કદર બુઝે છે અને ઝવેરીયો ઝવેરાતની કદર જાણે છે ! તેવીજ રીતે ફુલની કદર બુલબુલ જાણે છે અને 'કુંબર' જે મઊલા અલીનો ગુલામ હતો; તેની સેવાની કદર તો **મઊલા અલીજ** જાણે !

આમ છતાં પંડિતજી અથવા દુનીયાના ગમે તે મનુષ્ય ઇસમાઇલી ધર્મ અંગીકાર કરે; તેને ઇસમાઇલી શાસ્ત્રો અને અથર્વ વેદનું શુધ્ધ સ્વરૂપ કુરઆનના બાકીના દસ ભાગ જેને અમારા પીરોએ ગીનાન તરીકે બોધ કરેલ છે, તે જાહેરમાં શા માટે મુકવામાં વિલંબ છે. તેનાં કારણો જાણવાની પુષ્કળ છુટ છે. પરંતુ આભડછેટનાં ડરથી જેઓ પોતાના સગા બાપને પણ, કે છોકરાને, સાથે બેસી જમાડતાં ન હોય તેવાને બતાવવાથી શું ફાયદો ? અગર જે લોકોની આંખો વિચાર અને વર્તનમાં બીજાની નિંદા કરવાથી ખરડાયલી હોય, તેઓ જોઇને પંડિતજીની માફક સારૂં જોઇ ન શકે તેવાઓને ન દેખાડવું; તે

તેમના ઉપર નિંદવાનો બોજો ન વ્હોરાવવાનું પૂન્ય કરાવવા સરખુછે. જેમકે ગીતામાં કહ્યું છે કે:-

**શ્લોક—इदं ते ना तपस्काय ना भक्काय कदाच न।**

**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्य सूयति !॥**

અ० ૧૮ શ્લોક ૬૭.

**અથ—** આ (રહસ્ય) તારે તપશ્ચર્યા ન કરનારને ભક્તિ રહિત જનને તથા સાંભળવાની ઈચ્છા રહિતને અને જે મારો દ્વેષ કરેછે તેને કદી પણ કહેવું નહિ.

અને બીજી જબાનમાં કુરઆનને અથવા ગીનાનના પાઠો લખવાની માંગણી કરનારા પંડિતજીને કહીશું કે, તમે તમારા હિંદુ શાસ્ત્ર જાણીને પણ શું ઉકાળ્યું છે ? કે પરાયા માનેલા ધર્મ તરફ દુનીયાની ભલાઇનો દાવો કરવા નીકળ્યા છો ! ? એ તો જેનું કામ તે તેજ કરે. વખતના ઢોલ વખતે સારા લાગે; કવખતે ઢોલ વાગે તે આફતને ખુંગીયો કહેવાય ! ! આમ છતાં પણ અમારાં ઇસિમાઇલી શાસ્ત્રોનાં ગ્રંથો, જાણવા ઈચ્છિનારાઓને માટે હમેશાં ખુલ્લા છે અને નહિ જાણુનારાઓને સમજાવવાની જેવી રીતે અમારા મહાન પીરોએ હિંદુસ્તાનમાં પધારી ખાસ તક લીધી છે, જેને પરિણામે ઇસમાઇલી ધર્મ વિશે હીંદના લોકો જાણીતાં થયા છે. જો એ સત્ય સિધ્ધાંતો છુપાવ્યા હોત, તો અમો ખોજા જેઓ આજથી ૫૦૦ પાંચસો વર્ષ પહેલાં જે જાણવા પામ્યા અને સત્ય એતેકાદથી હિન્દુ ધર્મના નવ અવતારો પછીનાં દશમ નકલંકી અવતારને શરણુ ગયાં, તે કયાંથી જતે ? અફસોસ છે પંડિતજીને માટે કે તેઓ હિંદુમાંથી ખોજા બનેલા નવા ઇસ્માઇલીયો તરફ પણ જોઇ શકતા નથી! તો પછી અરબસ્તાન, ખુરાસાન, ઈરાન, કાબુલ, રૂશ, બદખશાન, પામેર; બલ્ખ વિગેરે હિન્દુસ્તાનની બહારનાં દુનિયાનાં બીજા દેશોમાં વસ્તા લાખો ઈસ્માઈલીયોની હકીકત જાણુતાં પંડિતજીના ડોળા કેવા કકડશે ? ! ! અને કેવી કેવી કલ્પનાઓ ઉભી થશે ! ! ! ! ! !

## સવાલ (૧૦) મો.

**તમારામાં એવી કંઈ શકિત છે કે જે શકિતથી તમો તમારા મુરીદો પાસેથી ખેરાત તથા જકાત લઈને ખાવ છો?**

**બીજું જેમ હિન્દુઓ કરે છે, તેવી રીતથી ખેરાત જકાત લીયો છો! તો સદરહુ ખેરાત તથા જકાત તમને આપનાર લોકોને ફાયદો પહોંચે છે કે અથવા પોંહચશે તેની દલિમથી શાબીતી આપશો.**

## જવાબ (૧૦) મો.

પંડિતજી શાસ્ત્રીય સવાલોમાં પુનરૂકિત કરી થાકતા પોતે સવાલ પુછનારની લાઇનથી આગળ વધી તદન હીચકારાપણથી પુછે છે, છતાં અમો તે બાબતનો જવાબ રીતસરની સભ્યતાથીજ આપીશું.

અમો મુરીદો જેઓ અમારા નામદાર આગાખાનને ઇમામ ગણીને તેમનો હક સમજી આપીએ છીએ. તેમાં પંડિતજી જેવાને પીડા શાની થઈ? ખેર તેની એ પેટ દુઃખણી પણ તેના નિંદાખોરા ધર્મને લીધેજ થઈ લાગે છે, અમો અમારા ઈમામ ના૦ આગાખાનને અમારી લાગણીથી અને અમારા ફાયદાને સમજી નાણું આપીએ છીએ, તે પંડિતજીને રૂચતું નથી તે બાબતમાં અમો પંડિતજીનો કાન ચિમટી કહીશું કેઃ– આ સવાલમાં **દસોંદ** શબ્દ જે જકાતનો અર્થ ધરાવે છે; તે શા માંટે નથી વાપરયો? કારણ કે ઇસ્માઈલી શાસ્ત્રથી વાકેફીયતનો દાવો ધરાવનાર તમો છો; પરતુ અહિં તમારૂં બેવકુફીપણું દેખાઇ આવે છે કે તમો ઉપલક વાતો જોઇને (નિંદા કરવા માટેજ) ભડકયા છો; પણ અમો તે બાબદમાં "ઇસ્માઇલી ચાબુક" નામની નાનકડી પોથું સુરત ખાતેનાં ભાષણ કરતા પંડિત રામચંદ્રજીને જે સ્પષ્ટ જવાબ

મુદ્દાવાર આપ્યો છે; તે તરફ નજર ફેરવવા તમને પણ ભલામણ કરી શું. અને આ સ્થળે વિશેષમાં કહીશું કે; અમારા નામદાર આગાખાન પાસે ઈમામતનાં દરજ્જાની એવી શકિત છે કે જેને લીધે અમારા રૂહના પિતા તરીકે તેમનાં હજુર અમારી કમાણીમાંથી ગુંજાયશ મુજબે અમારી પોતાનીજ ખુશીથી નજરાણાં તરીકે જે કાંઇ મુકીએ છીએ, તે જો તેઓ કબુલ ફરમાવે. તો અમો પોતાને ભાગ્યશાળી ગણીએ છીએ. અને આવા નજરાણાં મુકવા માટે અમો ફરજ સમજીયે છીએ. કે જેવી રીતે કુલ્લે ઇસ્લામી આલમ ઉપર ફરજ છે. પરંતુ ઇમામની ઓળખ જેને નથી અથવા જેઓ શોધીને ઓળખતા નથી. તે બાબતમાં ગફલત કરનારજ જોખમદાર છે! અને ત્યાં સુધી જેઓ આપતા નથી, છતાં ધર્મને પરવરતાવનારા મુલ્લાં લોકો જે રસ્તે દોરવે, તે રસ્તે પણ અમારા માફક ઇમામનો હક આપવા માટે બંધાયલા છે. આ સવાલ પુછતાં પંડિતજીએ ખેરાત અને જકાત બેઉના એક સાથે ગણવાથી ઘોંટાળો થાયછે અને ઇમામનો હક તે "ખુમ્સ" કહેવાય છે તે જુદો છે. જે અમોએ ઉપર સમજાવ્યો પણ જકાત સેંકડે અઢી ટકા મુડી ઉપર ઇસ્લામીયો બેતુલ માલ તરીકે આપે છે. અને ખેરાત તે ધર્માદો કહેવાય છે. જે ઉપર મીસ્કીનોનો હક છે અફસોસ છે? કે પંડિતજી પુરૂં જાણવા વગર પુછીને પોતાની વિદ્વત્તા બતાવે છે! તે કેટલી દંભી અને ધોખાબાજ છે. છતાં અમારા રેહનુમા ઈમામનાં હક (નજરાણાં) સાથે ભેળવીને જાહેર મુસલમીન ભાઇયો ઉપર ખરાબ અસર ફેલાવવાનું સાહસ કરી પોતાની આકેબત ખરાબ કરે છે. હવે પંડિતજી દલિલથી સાબેતી માગેછે, કે આવી રીતે આપનારને શું ફાયદો પહોંચે છે અથવા પહોંચશે, તો કહેવાનું કે "નીય્યત તેવી મુરાદ" એવો અમારા ઇસ્માઈલી ધર્મનો પાક મુદ્રાલેખ છે. તે મુજબ પોતાની ખુશીથી અપાતા હકનો ફાયદો, દુનીયા અને આખેતરમાં મળે છે. એમ અમો ઇસ્લામનાં

મહાન સિદ્ધાંત ઉપર વિશ્વાસ રાખીને આપનારા છીએ. તે ઉપરાંત જમાનાના ઇમામને પોતાની કમાણીનો હીસ્સો અર્પણ કરતાં દુનિયામાં દેખીતો લાભ પામીએ છીએ. અને તેથી અમો મુરીદોની એ ઉલટમાં દીન પ્રતિદીન વધારોજ થતો જાય છે. કારણકે કુદરત્તના ધોરણે દરીયાનું ખારૂં જળ સુર્યનાં પ્રકાશ વડે સિંચાઇને જેમ પવિત્ર અને મીઠું થઇ પાછું દુનિયાના ભાગોમાં વરસાદરૂપે પડીને ખેતીને ફળદરૂપ કરતાં જેમ એક અનાજનાં દાણાને બદલે અનેક દાણાવાળું ડુંડું નિપજાવી પેદાશમાં વૃધ્ધિ કરે છે, તેજ મુજબ ઇમામની હજુરમાં મુકેલા નજરાણાથી અમો મુરીદો દીનપ્રતિદીન વધુ અને વધુ સુખી થતાં જઇયે છીએ. પરંતુ તેમાં જેની નીય્યત પુરણ દરજ્જે ન હોય તેવાઓ તે લાભથી મેહરૂમ રહે તેમાં નવાઈ નથી. અને તે ઉપરાંત સવાલાખ ગણું આખેતરમાં મેળવવાના લાભ માટે અમો મુરીદોને તલભાર શક નથી. અને ઇસ્લામનાં અનુયાયીઓ પણ દસ દર દુનિયા ને સિંતેર દર આખેરત એમ માને છે.

---

## સવાલ (૧૧) મો.

**હવે આપની બેહસ્તમાં તમારા મુરીદો શિવાય કોઇબી જઈ શકશે અગર નહિ? જો નહિ જઇ શકતો હોય તો તેનું કારણ શું!**

**હવે પીર ઈમામશાએ નજરથી જોઈ આવ્યા છે. કે એક દોજખમાં મુસલમાન તથા બીજામાં હિંદુ હતા. અને તે લોકોએ પીર સાહેબને કહ્યું કે—અમો તમોને આગલા વખતમાં ખુદા નહિ માન્યો તેના વાસ્તે અમોને આ નકશીફ મળે છે.**

## જવાબ (૧૧) મો.

આ સવાલનો ઇશારો ઇમામશાના "જીન્નત પુરી" ના હોઇ અમો તેનો જવાબ એટલા માટે આપતા નથી, કે ઈમામશાને અમો ઇસ્માઇલીયોના પીરોએ વંશાવળીમાં નામ ન હોવાથી અને જેનું નામ પીરે.ની વંશાવળીમાં ન હોય; તેનાં વચનો ઇસ્માઇલી શાસ્ત્રની સીસ્ટમ સાથે સરખાવી શકીયે નહિ. જો કે એ ઇમામશા અમારા પીર સદ્દરદીનના પુત્ર પીર હસન કબીર દીનના ફરઝંદ થતા હતા. અને તેઓએ ઇસ્માઈલી ફીરકાનો બોધ કીધો છે, છતાં ઇસ્માઈલી પીરોનાં વચનોમાં જે ચમત્કાર હોવો જોઇયે તેનાંથી રહીત હોય, તેના સાથે અમારા શાસ્ત્રનો સંબંધ જે ઠેકાણે ન હોય; તેવી બાબતો અમારી માનીનતા માટે ઉપયોગી નથી. છતાં તેમના સારાં વચનો અને ઉમદા નસીહતો માટે, અમોને ઓછું માન નથી. અને તેથી એ સવાલના જવાબ માટે અમારા કરતાં પીરાણાનાં ઈમામશાહીયો વધુ હકદાર છે. અમો આ સ્થળે અમારા ઇસ્માઈલી બંધુઓની પીરની માનીનતાનો સવાલ સમજાવીશું કે—હાઝર ઇમામ–( શાહ ) નાં ઓર્ડરવગર કોઈ પીર થઇ શકતો નથી. અને તેવી રીતે ઇમામશાની નેમણુંક થઈ ન હોતી.



## સવાલ (૧૨) મો.

**શું આ લખાણ સાચુ છે કે પીર ઇમામશાહ આ ખાકી જીસમથી બહેસ્તમાં ગયા હતા? અને ત્યાં રાજા પેલાજ તથા રાજા હરીશ્ચંદ તથા જુધિશટણ તથા પીર સદ્દરદીન તથા પીર હસન કબીરદીન એ લોકોને ત્યાં જોયા, હઝરત મહમદ તથા ઈસા તથા મુસા તથા બીજા સરવે પેગંબરોને નહિ જોયા? તેનો શું સબબ? અથવા તે લોકો બહેસ્તમાં**

નહિ હતા કે કેમ? હવે ઉપરનાં લખાણથી પીર ઈમામ શાહે લખેલ જન્નતપુરી સાચી છે કે જુઠી છે અને જુઠી હોય તો તેને રદ કરવા મેહેરબાની કરશોજી અગર જો તમે તેને રદ નહિ કરશો તો પછી એમજ સાબેત થાય છે કે તમો એવા લખાણોથી તમારી મુરીદોને લાલચમાં નાંખીને ફસાવો છો?

## સવાલ (૧૩) મો.

પછી તે કિતાબોમાં પીરસાહેબોએ ફરમાવ્યું છે કે રાજા યુધિષ્ટિરને તેનાં પાંચે ભાઇયો સહ ખુદા તરફથી સ્વર્ગમાં જવાનો હુકમ થયો. પરંતુ રાજા સાહેબ મોસુફે જવાનો ઇન્કાર કરી કહ્યું કે; જ્યાં આપ રહેશો ત્યાં અમો રહીશું; કેમકે આપ ખુદા સાહેબ દુનિયામાં મનુષ્ય અવતારમાં રહેશો એટલા માટે, અમો પણ દુનિયામાં રહીશું અને સ્વર્ગમાં ન ગયા. સુંનાચે તે સઘળા ભાઇયો; તેમની માતા સહ હિન્દુસ્તાનમાં નિર્ણય થવા પામેલા સ્થળ અને તેના હુલ્લીયા પણ બતાવેલા છે. અને તેઓ દર જુમા રાતે ખુદાની મુલાકાત પણ કરે છે તે લખેલું છે. હવે સવાલ (૧૨) તથા (૧૩) માં બે બાબતો યાને વિરૂદ્ધ બાબતો વિચારવા લાયકની છે. પેહલી એ કે રાજા યુધિષ્ટિરે સ્વર્ગમાં હતા? બીજી એ કે રાજા યુધિષ્ટિરે સ્વર્ગમાં જવાનો ઇન્કાર કર્યો. અને હિન્દુસ્તાનમાં મૌજુદ છે. ત્રીજું એમ પણ જણાય છે કે ખુદા સંકુચિત છે કેમકે જયારે જગતમાં મૌજુદ છે ત્યારે તે સ્વર્ગમાં નથી. કેમકે જો ખુદા સ્વર્ગમાં હતે તો રાજા યુધિષ્ટિર શામાટે સ્વર્ગમાં જવા ઇન્કાર કરતે? કેવો જમીન અસમાનનો તફાવત?

## જવાબ (૧૨) મો અને (૧૩) મો.

આ બેઉ સવાલો અમારા ઇસ્માઇલી પીરો વિષે સંબંધ ન ધરાવતા હોવાથી તે વિષે અમો માત્ર સારી નિષ્ટાથીજ ચુંનોચેરા કરવાનું દુરૂસ્ત ધારતા નથી એ બાબતમાં ઇમામશાહી પંથનાં જોખમદારો જો સતપંથ એટલે આગાખાની ઇસ્માઇલી સીસ્ટમનાં માફક શાહ—અને પીરનો દરજ્જો અમો માનીએ છીએ, તે કરતાં વધુ હકીકત કહી શકતા હોય તો અમો પણ તે જાણવાને માટે આતુર રહીશું.

સતપંથમા હમેશાં ભલી વાતોને સ્વિકાર કરવા અને તેનો સાર ગ્રહણ કરવાનું અમારા પીરોએ ફરમાવેલું છે તે હિસાબે ઇમામશા જો કે પીર નહિ હતા. છતાં ભલી નિય્યતથી અલંકારીક રીતે કહ્યું હોય. અને તેનાથી સતપંથ શાસ્ત્રને અડચણ ન આવતી હોય તો અમો અજબ નથી થતા. કારણ કે અથર્વ વેદનાં અથવા પાક કુરઆને શરીફનાં છેલ્લાં જમાના માટેનાં સિધ્ધાંતો આખી દુનિયાને ફાયદો પહોંચાડનાર હોવા જુવે એમ અમારી માનીનતા છે. નહિ કે આર્ય-સમાજીયો માફક અમો બધા ધર્મની નિંદા કરનારાજ છીએ. બલકે બધા ધર્મમાંથી સાચું અને સારૂં હોય તે અમોને ગ્રાહ્ય છેઃ—



## સવાલ (૧૪) મો.

આપની કિતાબમાં "સુની સગ" કરી લખેલ છે તથા હિંદુને સુરતહ કરી લખેલ છે. તો હવે તમારા સુરીઆ કોણ અને શું ચીજ છે તેનો ખુલાશો કરશો.

બીજું જાહેરમાં હિંદુ તથા મુસલમાન તથા ઇસાઈ કિતાબમાં કોઇને એવો એબ લગાડેલ નથી તેનું શું કારણ?

**તેમજ તે લોકો જન્નતમાં તથા દોઝખમાં જોવામાં આવ્યા નહિ તો એવી રિતે તે લોકો મરે છે, ત્યારે કયાં જાય છે? જવાબ (૧૪) મો.**

આ ચઉદમા સ્વાલનો અધો ભાગ ઝમાનાના ઇમામની ઓળખ રાખવાની ઇસ્લામની ફરજ ઉપર અને હિંદુઓને વેદાંતના જુગ અનુસાર અવતારની ઓળખ કરવા તરફના મુદ્દાઓ ઉપર સમાય છે. કારણ કે "સુની સગ" અને "હિંદુ મુરતદ" એવા વિશેષણો તેજ વિષયમા ટી શકે, છતાં અમો ખુલ્લાં દિલથી કહીશું કે, એવાં વિશેષણો સકારણ વપરાયાં છે; પરંતુ દ્વેષ બુધ્ધિથી વપરાએલ નથી અને એવી રીતનાં વિશેષણો દરેક ધર્મવાળા પોતાનાં સિધ્ધાંતો તરફ લઢણ રાખી વાપરે છે. ત્યારે સતપંથની સ્પષ્ટતા ખાતર એ વિશેષણો કેવાં કારણે વપરાએલ છે તે સ્પષ્ટ કરીશું, સુજ્ઞ વાંચક સમજી શકશે કે અમારા સતપંથનો પ્રચાર આજથી ચાર સો વરસ અગાઉ થયો, તે વખતે ઇસમાઈલી ધર્મનાં સિધ્ધાંતો જાણ્યા વગર જે અજ્ઞાન મુસલમાનો છેડાઇ પડયા હોય તો નવાઈ નથી. કારણ કે આજે પણ જે મુસલમીન ભાઇયો હિંદુ ધર્મનાં સિધ્ધાંતો સાથે મુસલમીન ધર્મનાં ભેળાપણાથી અજબ થાય છે અને ઈસમાઇલી ધર્મ માટે વગોણું કરી કયામતની જવાબદારીની બ્હીક રાખતા નથી. પણ જેઓ ઇલમવાળા અને દાનેશ લોકો છે; અથવા જેઓ સુફી મતના અભ્યાસી છે તેઓ તેવા નથી અને તેથી ઇસમાઇલી મઝહબના પ્રચાર તરફ સારી લાગણીથી જોવાની પોતાની ધાર્મિક ફરજ સમજે છે, ત્યારે અણવાકેફ મુસલમીન ભાઇયોની તેવી સ્થિતીનો લાભ લેવા પંડિતજી એક હિંદુ અરે! ભ્રષ્ટ હિંદુ છતાં ઇસિમાઇલી ધર્મ વિરૂધ્ધ જે કોશેશો કરે છે, તે બીલકુલ ઉતેજન પાત્ર નથી. બલ્કે ધિક્કારને પાત્ર છે એમ જાણવું જોઇએ. અમો સ્વાલના મુદ્દા ઉપર આવતાં કહીશું કે અમારાં જ્ઞાન શાસ્ત્રમાં જે એમ કહ્યું છે કે, "કુડા સુન્ની સગ" તેને "સુન્ની સગ" એટલા શબ્દો સવા

લમાં મુકી પંડિતજી ધ્રષ્ટતા વાપરે છે. અમારા પીરો કોઈપણ ધર્મની નિંદામાં ઉતર્યાજ નથી, પરંતુ પંડિતજીની વિચાર શકિતની આંખોને કમળો હોવાથી "કુડા" શબ્દને મુકીને, અમારા મુસલમીન ભાઈયોમાં નાઈતેફાકી કરાવવા કોશેષ કરે છે. પરંતુ અમો એ બાબતને વધુ અજવાળામાં લાવવા ખાતર વધુ ખુલાસો કરીશું કે સુન્ની મુસલમાન ભાઈયોમાં સિપાઈયો અસલ છે અને ત્યાર પછી જે બીજી જાતો મુસલમીન થઈ છે તેમાં ઘાંચી જેવી જાતો જેનો વસવાટ ગુજરાત અને કાઠીયાવાડ તરફ છે. તેમાંના કેટલાકો હજુ પણ મુસલમાન થયા છતાં દેવ દેવીની મુર્તિ ઘરમાં રાખે છે અને પુજા કરે છે અને હિંદુના દિવાળીના તહેવારોમાં નિવેધ વિગેરે કરે છે અને એવા મુસલમાનો મુસલમાનીને હલકું લગાડનાર હોઈને " કુડા સુન્ની " તરીકે અમારા પીરોએ વર્ણવ્યા હોય અને તેવાઓ ઇસ્માઈલી ધર્મ પાળનારા ગુજરાત કાઠિઆવાડના ખોજાએ સામે મુસલમાનીના ખાલી દાવાથી તાનાઝની કરતા હોય તેને, નહિ ગણકારવા અમારા પીરોએ સગના વશેષણથી ઓળખાવી, મોટું મન રાખી તેને નહિ ગણકારવા બોધ કર્યો હોય, તો તેમાં કોઈની નિંદા કરી છે એમ નહિ પણ ઇસ્લામની મુખ્ય ફરજ કે જે પોતાના ઈમામને ઓળખવાની છે, તે તરફ દ્રષ્ટિ રાખનારાઓએ કોઈના ભડકાવવાથી નહિ ખીઝાવાની સુચના જેવું છે; કે જેવી રીતે અત્યારે પંડિતજી અમારા મુરશીદે નામદાર આગાખાન માટે પોતાની નાલાયકી દેખાડનારાં વિશેષણો વાપરે, તેને અમો લાયક હિંદુ જેવો ન લેખતાં, કુતરા જેવો લેખીએ તો તેવો હક છે. પણ તેથી અમો હિંદુ ભાઈયોને કે બીજા આર્યસમાજી પંડિતો કે જેઓ આવા પ્રકારની કઢંગી રિતભાતથી વેગળા રહેનારાછે, તેને અમો કેમ કહી શકીએ ? અને એજ મુજબ અમારા પીરોએ એવા કુડા સુન્નીઓ જેઓ ખોટી ઇમાનદારી બતાવે છે ! અને અલ્લાહ અને તેના રસુલ તથા ઇમામની શનાક્ષ ન રાખતા હોય તેવા તરફ "સગ"

નું વિશેષણ વાપર્યું છે. જેવી રીતે રૂમીએ પણ કહ્યું છે કેઃ-

**ઉસ્તખાં પીશે સગાં અન્દાખ્તન.**

એટલે "હાડકાં કુતરાંઓ નજીક ફેંકયા છે" એમક કહ્યું છે. તેથી ઈમાનદાર, સમજુ, શાંત અને દાનેશ તરીકો પાળનારાઓને માટે કહ્યું છે એમ ઠરતું નથી. અને જેઓ કુરઆને શરીફ વિગેરે ઇસ્લામી જાગતો જે આખી દુનિયાને એક દીલી શીખાવે છે, તે ન શિખતાં જેઓ આપસમાં નાઇતેફાકી પૈદા કરે! તેઓને સગ વિશેષણ વાપરી તેમની તાનાઝની સામે ધ્યાન નહિ આપવા જે બોધ કરવામાં આવે, તેનો અનર્થ કરનાર પોતે તેવા વિશેષણને લાયક ઠરે છે. જેમકે એક કવિએ કહ્યુંછે:—

શ્વાન ભસે ગજરાજ ગણે નહિ,
જ્ઞાની ગણે ન અજ્ઞાનીની ગાળો.

**અર્થ**—કુતરો ભસે તેને હાથી ગણકારતો નથી. તેવીજ રીતે જ્ઞાની પુરૂષો હાથી જેવા મહાન છે, તે અજ્ઞાની કુતરા જેવાની ગાળોની દરકાર કરતા નથી.

અને એજ મુજબ હિંદુને મુરતદ કહેવાનું પંડિતજી લખેછે; તેવું કોઈ ઠેકાણે ઇસ્માઇલી શાસ્ત્રોમાં નથી. પરંતુ અમો પંડિતજી અને તેનાં મળતીઆ આર્ય સમાજીઓને "હિન્દુ મુરતદ" કહેવામાં આંચકો ખાશું નહિં. કારણ કે આર્ય સમાજીઓ હિન્દુપણાથી ભ્રષ્ટ થયેલા છે. અને તેથી પંડિતજી હિન્દુ તરીકે મુરતદ છે. અને હદીસુસ સકલઇન મુજબ નામદાર આગાખાન જે હ૦ અલીની સાથે નસલે ઇમામતનાં હયાત અને જાહેર વારેસ છે; તેને ઇમામ માનનારા અમો ઇસ્માઈલીયો અમારા સતપંથ (હક રાહ) માટે મુકતી મેળવનારા છીયે. એમ પંડિતજીએ જાણવું.

વળી પંડિતજી પુછે છે કે, "હિન્દુ, મુસલમીન, કે ઇસાઇ કિતાબમાં

કોઇને એવો એબ લગાડયો નથી." એ શા ઉપરથી કહે છે ? તે સમજી શકાતું નથી. કારણ કે દરેક ધર્મવાળાઓ પોતપોતાની મરજી પ્રમાણે પોતાના માનેલા ધર્મઉપર ખુશી હોય છે. અને બીજા ધર્મવાળાને માટે તે કદી સારૂ બોલે નહિ એ ખુલ્લું છે. અને તેમાં આટલું તો સિધ્ધ છે, કે આર્ય સમાજીઓ જેવી ધ્રષ્ટતા અને કઠંઆપણું બીજાના ધર્મને નિંદવા માટે વાપરે; તેવું કોઈ ધર્મની કિતાબમાં હોય નહિ અને તે સત્યાર્થ પ્રકાશમાં દયાનંદે વેદ માટે ! અવતાર માટે ! તોરાત માટે જબુર માટે ! ઇન્જીલ ! માટે અને પવિત્ર કુરઆને શરીફ માટે જે અસભ્યત વાપરી છે, તેવી કોઇ ધર્મમાં નથી અને જ્યાં ધર્મ અથવા ફીરકો હોય છે, ત્યાં મતફેરી જરૂર હોય છે, પણ વિદુદ્ધતા અને નિંદા તો આર્યસમાજી જેવા, કે જેને ધર્મ નહિ, પણ મંડળીથી ઓળખવામાં આવતી હોય તેમાં વાપરતાં કાંઇ બાધ આવે નહિ; કારણ કે જ્યાં ધર્મ હોય ત્યાં ગુરૂ પણ હોય; કે જે સભ્યતા શીખાવે. પણ જ્યાં ગુરૂ ન હોય અને ખાલી મોટપ સ્થાપવામાં આવે, ત્યાં અનિયમીતપણું ! ચાલે તેમાં નવાઇ નહિ. કુરઆને શરીફમાં અગાઉનાં બધા પેગંબરોને સાચા માનવામાં આવે છે. વેદ પણ ક્રમવાર સાચા મનાય છે, ફકત અગાઉનું જુઠું એમ કહેનારા આખી દુનિયામાં અનિયમીત આર્યસમાજીઓજ નીકળશે અને એવા "ખુદ ફઝીહત દીગરરા નસિહત" આર્યસમાજીયો ઇસ્માઇલી પીરોની નિંદા કરાવવા મનઘડત બાબતો ઉભી કરે, તે સુજ્ઞ અને અક્કલમંદ લોકો કદી પસંદ કરે નહિ.

અને આ સવાલની પાછલી બાબતો અમારા ઇસ્માઇલી ગણત્રીના પીરોની માનીનતામાં ન હોવાથી અમો આગલા સવાલો માફક ચુપકીદી પકડીશું.



## સવાલ (૧૫) મો.

**શું આ સાચું છે કે જુઠું ? જે તમારી કિતાબમાં લખેલ છે**

**જે મુરીદો તમામ દુનિયા ઉપર બાદશાહી કરશે અને બીજું લખેલ છે, કે હવે જાહેર થવાની તમારી વારી છે અને હજુર સાહેબ અમાં મુરીદોને થોડા દીવસમાં બાદશાહી આપશો. તો હવે બાદશાહી મળવાને કોઈ દીવસ અગર કોઈ તારીખ મુકરર કરેલ છે કે? અને એ બાદશાહી તમારા મુરીદો કયાં સુધી ભોગવશે? અને હવે તમો એવી રીતે માણસોને જાદુનો તીલેસ્માતી બાગ પરદા પછવાડે દેખાડવામાં તથા લાલચ આપીને હીકમતથી કયાં સુધી મુરીદોનાં માલ હજમ કરતા રહેશો?**

## જવાબ (૧૫) મો.

**આ સવાલની** રચના પંડિતજીએ ધ્રષ્ટતાથી કરી આગળના સાચા મુદ્દાને પાછળનાં વાક્યથી છબરડો કર્યો છે, કારણ કે, અમારી કિતાબોમાં જે લખેલું છે, કે અમો મુરીદો આખી દુનીયા ઉપર બાદશાહી કરશું. એ સાચું છે. કારણ કે, એનો અર્થ સારી સમજથી એમ થાય છે કે, બધા મુરીદો બાદશાહ ઠરે, તો પછી રઇયત કોણ થાય? એ હિસાબે બધા મુરીદો બાદશાહી ભોગવશે, એટલે છુટાપણું અને મોજ ભોગવશે. અને આ વચન એટલા માટે આપવામાં આવ્યું છે કે, બ્રિટીશ શેહેનશાહતની અગાઉ અમો ઇસ્માઇલીયો ઇસ્લામનાં શરૂ જમાનાથી દુઃખ ઉઠાવતા આવ્યા છીયે. અને ધારમિક છુટાપણું ભોગવતા નહોતા. કારણ કે, દુનિયાની લાલચમાં લપટાએલ રાજકરતાઓ અમો ઇસ્માઇલિયોનાં ઇમામો અને તેને માનનારાઓ ઉપર હસદથી જોતા અને જુલમ કરતા તેવા વખતમાં ધીરજનો સબક શીખાવ્યો. તે આજ બ્રિટીશ સરકારનાં અદલ રાજ્યમાં અમો ખરો પડેલો માનીયે છીએ. અને એ અદલ રાજ્યમાં પોતાનાં મુરીદોને બાદશાહી કરાવવા જાણે પહેલા અગાખાન શાહ હસનઅલી હિંદ તરફ પધાર્યા અને

બ્રિટીશ સરકાર જેવાં ન્યાયી અને રૂડાં રાજ્યના તરફ અખંડ વફાદારીથી તરફેણુ કર્યા કીધી. જેને પગલે હાલના નામદાર આગાખાન અમારા મુરશીદ સુલતાન મહમદશાહ હાલની લડાઈમાં પણ તુર્કસ્તાનના વિરૂદ્દ પડવા છતાં, પોતાના મુરીદોની બહેતરી અને વધુ બાદશાહી કરાવવા માટે પોતાની વફાદારીનો સિલસિલો ચડતે દરજ્જે આમેન કર્યો છે. અને આજ તેના લીધે હિન્દુસ્તાન માંહેની કોઈપણ પ્રજા કરતાં નામદાર આગાખાનનાં મુરીદો ઉજળે ચહેરે અને રાહતથી દિવસો નિરગમન કરે છે. અને ભવિષ્યમાં વધુ ને વધુ છુટાપણું ભોગવી આનંદ કરશે, એવાં ચિન્હો દિન પ્રતિદિન વધુ જાહેરમાં આવતા જાય છે. એથી બીજી કઈ બાદશાહી હોય ?

**બીજા મુદ્દા** તરીકે પંડિતજી લખે છે કે, હવે જાહેર થવાની તમારી વારી છે, તો તેના સંબંધમાં જાણવું કે—અમારા મુરશીદ અને ઈમામ તરીકે નામદાર આગાખાન આ ચાલુ લડાઈનાં પ્રસંગમાં બ્રિટીશ સરકારની તરફ અખંડ અને એહસાન ભરી વફાદારીને લીધે: "જરમન-બ્રિટન વોર" કે—જે આખી દુનિયાની લડાઇ તરીકે મશહુર છે. તેમાં જાહેર થયા છે. અને દુનિયાનાં લોકોએ જાણી લીધું છે; કે નામદાર આગાખાન મુસલમીનના એક ફિરકાનાં ઇમામ છે; અને તે હ૦ અલીની સીધી નસલે ઉતરી આવેલ હકદાર વારસ છે. એથી વધુ કઇ જાહીરી પંડિતજી જાણવા માગે છે? અને આ રીતે નામદારની જાહેર થવાની વારીના સવાલનો જવાબ કાફી છે.

**ત્રીજા મુદ્દા**માં પંડિતજી પુછે છે, કે "ઇસ્માઇલીયોને બાદશાહી મળવાનો દીવસ જાણવા માગે છે અને તે બાદશાહી કયાં સુધી રહેશે તે પુછે છે? તે બાબતમાં જણાવવાનું કે આ સવાલનાં શરૂ ભાગમાં બનાવ્યા મુજબ બ્રિટીશ રાજ્યની સલામતી તેજ ઇસ્માઈલીયોની બાદશાહી છે. અને તે જ્યાં સુધી બ્રિટીશની અદલ અને ન્યાયી સલ્તનત છે ત્યાં સુધી, અમો

મુર્શીદો અમારા મુરશીદનાં પ્રતાપ બાદશાહી ભોગવશું, બાદશાહી મળવાની તારીખ પંડિતજી માગે છે તે તેની ધ્રષ્ટતા છે, અને એમ પુછીને મશકરીનું રૂપ બતાવે છે. પરંતુ જવાબમાં અમો સ્પષ્ટ કરીશું કે, અમો ઇસ્માઇલીયોની બાદશાહી શરૂ થઈ ચુકી છે, તેની તારીખ જોવી હોય તો, પંડિતજીએ જુના ટીપણામાંથી ખોળી કાઢવું કે, આર્ય સમાજીઓ ઇસ્માઈલી ધર્મની સત્ય અસરથી બ્હીને જ્યારથી વિરૂદ્ધતા દેખાડવા લાગ્યા ત્યારથી, અમો ઇસ્માઇલીયોની બાદશાહી શરૂ થઈ એમ માનવાને કારણ છે. કેમ કે અમે.—ઇસ્માઇલીયોની ચઢતી જોઇ બળી મરનારાઓની સ્થિતિ, એ તારીખ દરશાવે છે. આ અમારી સત્ય માનીનતાને જાદુઈ તિલેસ્માતી બાગનો પરદો માનનાર પંડિતજી બ્રિટીશ ગવ્હરમેંટ કે જેની અદલ ન્યાયી રાજસત્તાના શિતળ છત્ર નીચે રહી તેનો જે ગેર લાભ લેવા ધ્રષ્ટતા વાપરે છે; તેનું પાપ વ્હોરવા સિવાય બીજી કઈ બહેતરી માને છે તે કહેશે

## સવાલ (૧૬) મો.

ત્રણ સિપારામાં ખુદાની સીફત અઢાર દરજે લખેલ છે. તેને બધા લોકો માને છે. તો તે લખાણ તમારા વિચાર પ્રમાણે સાચું કે જુઠું? અગર જુઠું હોય તો અમને તેનો તરજુમો કરી તથા સાબેત કરી દેખાડજો અગર તે લખાણ સાચું હોય તો આપની કિતાબમાં તેનાથી વિરૂધ્ધ લખાણ છે! તેનું કારણ શું? તથા સહરકુ કિતાબનો અમલ કરાવો છો તેનો સબબ શું?

## જવાબ (૧૬) મો.

આ સવાલની મતલબમાં પંડિત કોઈ હસકખોરનાં હથીયાર થઇ

પડયા હોય એમ લાગે છે. કારણ કે આગલા સવાલો કરતાં; આ સવાલની પધ્ધતિ માત્ર વગરની અને અધુરી અધુરી છે.

ત્રણ (સિ) પારામાં ખુદાની સિફત અઢાર દરજ્જે છે એટલે શું? બાકીના સત્તાવીશ (સિ) પારામાં ખુદાની સીફત શું ઓછે દરજ્જે છે? અને એમ બધા લોકો માને છે એનો અર્થ શું? બધા લોકો એટલે કયા બધા લોકો વિષે પંડિતજી કહેવા માગે છે? તે સ્પષ્ટ થતું નથી. અને એ ખુદાની સિફત સાથે અમારૂં સરખાપણું શરીયતનાં દરજ્જે નહિ. પણ હકીકતી દરજ્જે અમો ખુદાની દરેક સિફત માનનારાઓ છીએ. અને હકીકતી દરજ્જેથી પણ શરીઅતની કોઇ ચીઝને ખોટી માનતા નથી. તો પછી અમો ઇસ્માઇલીયોનું અને શરીઅતી ભાઇયોનું માનવું, જુદું કેમ થઇ શકે? એ બબતમાં આગલા સવાલોના જવાબમાં વિસ્તારથી લખાઇ ચુકયું છે. તે વાંચવાથી સમજાઇ જશે. અને એ હિસાબે જરૂર રહેતી નથી. અને અમારી કિતાબ ખુદાની સિફતથી કોઇ વિરૂધ્ધ બાબતમાં છેજ નહિ. પરંતુ જો વિરૂદ્ધ દેખાડવું હોય, તો હકીકતી મલમ સગરની પાખંડતાનાં બેડોળ ચસ્મા જે પંડિતજીએ ચડાવેલાં છે તેજ કારણરૂપ છે. અને અમો ઇસ્માઇલી હકીકતી મુસલમીન તરીકે કુરઆને શરીફનાં વિરૂધ્ધ નહિ પણ કુરઆને શરીફની તાવીલ (રહસ્ય) કે જે જાણવાની જરૂર છે, તો તે અમારા રહેબરનાં બતાવવા અનુસાર અને કુરઆને શરીફમાં જે ભેદ અને હીકમત સમાયેલી છે, તેનું સ્પષ્ટીકરણ જે અમારી કિતાબોમાં અમને સમજાય તેવી ભાષામાં છે. તે વાંચી સમજીને ખુદા અને તેનાં પવિત્ર નુરને સુરતન નુરમાં બતાવ્યા મુજબ ઓળખીને અમારી મુકિતનાં માર્ગ વધુને વધુ સહેલા કરીયે છીએ એમ સમજીયે છીએ.

—*—

## સવાલ (૧૭) મો.

શું ખુદાવંદ બધા લોકોને જરૂરી સામાન પહોંચાડનાર તથા પાળણ પોષણ કરનાર છે કે નહિ અથવા ખુદા પોતે ગરીબોની મહેનતનો પઇસો ખાઇ મજા કરનાર છે કે? બીજું ખુદાસાહેબ સરવેનો દાતાર તથા માલીક છે તો હવે આપની કિતાબ મોમન ચિંતામણીમાં લખેલ છે કે ખુદા-સાહેબ માણસોનો છુટકો કરવા સારૂ માણસ રૂપે મુરીદોની કમાઇ ખાય છે તો શું આ લખાણ સાચું છે કે જુઠું તેનો તમો સાહેબ ખુલાસો કરશો અગર જો તમો ઉપરનાં લખાણને સાચું નહિ માનતા હો તો તેને રદ કરશો અગર નહિ કરશો તો અમે એમ સમજીશું કે તમો આ બહાનાથી લોકોના રૂપિયા ખાવ છો તથા લોકોને એવી એવી રીતે સમજાવો છો કે ખુદા રૂપિયા લીધા વગર છુટકો કરશે નહિ.

## જવાબ (૧૭) મો.

આ સ્વાલની કંગાળ મતલબ પંડિતજીની કંગાળ સ્થિતીનું દશન કરાવે છે અને પરમાર્થીકપણાના ઓથામાં ખુદાઇ શકિત વિષે મશ્કરી કરી છે ! ? ! તેની સાથે ઇસ્માઇલીયો પોતાના મુરશીદને નેક કમાણી માંથી હિસ્સાનો નજરાણો ધરે છે તેનું વજન ઉતારી પાડવા કોશેષ કરી છે અને તે સાથે આલે નબી અને અઉલાદે અલીની જાહોજલાલી જે દરેક ઇસ્લામીને મગરૂરી બક્ષનારી છે, તેની સામે પોતાની અંગત શતરૂવટ બતાવી જાહેર ઇસ્લામી આલમનો અને અમો નામદાર આગાખાનના ભાવિક મુરીદોનો તિરસ્કાર વ્હોરી લીધો છે; તો પણ અમો આ સ્વાલને બીજા સ્વાલોની હરોળમાં મુકી જવાબ આપીશું કે ખુદાવંદતાલા બધા લોકોને રોજી બક્ષનાર છે તથા પાલણ કરનાર છે. ત્યારે ખુદાના નુર તરીકે પંજેતનની નસલ જે એહલેબેત છે તેની દુઆ

એજ ઇમાનદારી અને આબાદીનો સબંધ છે અને અમારા શિરતાજ અને ઇમામ તરીકે તેમના પાસે કમાણીમાંથી કાયદા મુજબ હિસ્સો (ખુમ્સ) કાઢી નજરાણા તરીકે તેમનાં ચરણમાં ધરવાની અમારી ફરજ છે. કે જેવી રીતે અમારા પેગંબર ગુરૂ બ્રહ્માનો અવતાર નબી મોહમ્મદ મુસ્તફા અને તે પછીના તેમના વારસ તેઓ દીનની સરદારી ભોગવતા આવેલા છે. તેમની હજુરમાં એ કમાણીનો હિસ્સો (ખુમ્સ) તરીકે આપવાની કદીમથી ચાલુ ફરજ છે. તે એવી સમજથી અપાય છે કે જેમ આંબાનું વક્ષ તેમાં સીંચેલું જળ અમ્રત સમાન મીઠાં ફળો આપે છે. તેમ ખરી મહેનતનો પઇસો હશે, તોજ એ હિસ્સો એહલેબેત આગળ નજરાણું કરવા સુઝે. એવી અમારી માનીનતાને આડે આવી પરમાર્થીના ડોળમાં પોતાને ભાવતું બકી મરનાર અને ગરીબોની મહેનતનો પઇસો ખાઇ મજા મારવાનું કલંક લગાડનારા પંડિતજીને અમો ધાર્મિક લાગણીથી શયેતાની ખ્યાલો કરનાર સિવાય બીજુ કહીશું નહિ. આંબાનાં વૃક્ષને જમીનનો રસ ચુસી લેવાનું ખરાબ માનનાર પંડિતજી અમારા ઇમામને મુરીદોની કમાણી ખાઈ મજા કરવાનું તોહમત મુકનાર મુર્ખજ હોય; કારણ કે અમ્રત જેવાં ફળો તરફ વિચાર કરવાને જેને નસીબ થયું નથી, તેનાં પેટમાંનો ખોરાક કોઇ મફતાઉ હોવાની ખાત્રી થાય છે. અથવા કોઇનો હક પચાવી પોતાનું પેટ ભરવાનું પંડિતજીને આર્યસમાજીયોના કાયદાનું કોઈ કારણ સુગમ પડયું હોય એમ લાગે છે. અને તે તરફ નજર કરતાં યજુર વેદના ૧૯ મા અધ્યાયનાં ૩૯ મા શ્લોકનાં નીચે મુજબ ઠોકી બેસાડેલા દયાનંદના અર્થ મુજબ પિતૃયજ્ઞના વિષયમાં જજમાનોએ દેવોને અર્પણ કરેલો માલ વિદ્વાનમાં ખપી પોતેજ દેવ બની બેસનારા આર્યસમાજીયોમાં પંડિતજીનેજ ફાળે આવેલું લાગે છે. અને એ અર્થનો લાભ લઇને વિશ્વાસુ જજમાનોનો માલ હજમ કરી ગયાનું પાપ આ સ્વાલમાં પંડિતજીનાજ મોઢેથી ફુટી નીકળ્યું હોય એમ લાગે છે.

* શ્લોક—पुनन्तु मा देवजनाः पुनन्तु मनसा धियः ।
पुनन्तु विश्वा भूतानि जातवेद पुनीहि मा ॥
( यु जुः ० अ १९ मं. ३९ ).

(શ૦ કા૦ १ अ० ब्रा० १) विद्वान सोही देवा (શ૦કા૦૩ આ૦૭બ્રા.૬)

**અર્થ**—રૂગ્વેદ ભાષ્ય ભુમીકા (પાનું ૨૦૦) વિદ્વાનોજ દેવ છે. વિગેરે, આર્યસમાજી નહિ પણ સનાતનીઓએ કોઇ સ્થળે દેવની ગણના મનુષ્યમાં કરી નથી. શ્લોક શરૂતિબોધ—( દુર્યોધન ધ્રિયતે વિશ્વ આ પુરૂજનો ગ્રોઅસ્ય લવિષીમ ચ. સુક્ત ૩૪ શ્લોક ૭ )

અમારા પવિત્ર દેવ સ્વરૂપ નામદાર આગાખાનને નજરાણું ધરનારા ઓ "નિચ્યતે મુરાદ" ના મુદ્રા લખના ધોરણે જે આબાદી ભોગવે છે. તે સુર્ય જેમ દરીયાનું ખારૂં જળ કિરણ વડે શોષીને વરસાદ રૂપે મીઠું જળ જીવન રૂપે જે આબાદીમાં વૃદ્ધિ કરે છે, તેની સમજ પંડિતજીને ઈર્ષાનીજ લાગણીથી સુઝી નથી. અને **મોમનચિંતામણિનું** નામ લઈ એબ દેખાડવા તત્પર થએલા પંડિતજી સારો અર્થ કરવાથી પોતાને હીણું માનતા લાગે છે. પણ આંબાના અને સુર્યનાં દાખલા ઉપર પોતે ઘડીક નિરાંતે વિચાર કરશે તો સમજાશે કે માટીમાંથી કસ ચુસી આંબો જળ સિંચનારને અમૃત ફળ આપે છે. તેવી રીતે ઇમાનદારીવાળુ મન જ્યારે પોતાની મેળવેલી કમાણી પોતાનાં મુરશીદને નજરાણું કરે છે. ત્યારે તે વધુ આબાદીનાં કારણ તરીકે પાછું મેળવી સુખી થાય છે એ સ્પષ્ટ છે. અને આથી પંડિતજીના મનનો બુટ્ટો જુઠો ઠરે છે! અથવા પંડિતજીના ન મને છાજે નહિ તેવો ઠરે છે! અને આ હિસાબે મોમન ચિંતામણીનાં તેવાં લખાણને રદ કરવા નહી પણ વધુનેવધુ

---

* આ ઉપરના શ્લોકમાં અને ભાષ્યમાં કંજુસની દોલત હરણ કરનાર દેવ તરીકે ગણવાના પોતાના અર્થમાં આર્યસમાજીઓ મિથ્યા છે.

સમજાવંવાની નેક ફરજ દરેક જાણનારને માથે રહેલી છે. પણ જેઓ દેવનાં દીકરા થઇને વિદ્વાનને બહાને જજમાનોનો માલ હજમ કરવ નું ઉલાલ સમજે છે, તેઓ ભલે પોતાના પટભરા હિસાબે પોતાને ફાવતુ માને; તેમાં અમો ઇસ્માઇલીયે ને વાંધો નથી.

આ સવાલનાં જવાબને અંતે અમો પંડિતજીના છેલ્લા વાકય માટે ટીકા કરવાની અંગત સમજીયે છીયે, કે પંડિતજી લખે છે કે " ખુદા રૂપિયા લીધા વગર છુટકો કરશે નહિ." એ આ કળીયુગનાં જમાનાનું એક દેખીતું કારણ એ છે કે; આજનાં લોકો મોઢેથી પંડિતજી માફક મોટી મોટી લાયરી કરનારા ઉભરી નીકળ્યા છે, પરંતુ જયાં રૂપિયા કાઢવાની કોઇવાત કાઢે, તો બધાં ચુપ થઇ જાય છે. અથવા ધરમનાં કોઈ કાર્ય માટે મોટી લાગલગાવટ વાપરે; તોજ કંઇક ફંડ થઇ શકે છે. પરંતુ તે છતાં કોઇ ભાષણ કરનાઓ તો જવલ્લેજ દમડી પરખાવતા હોય છે. અને ખરેખરી રીતે તેઓ ભાડુતીજ બોલનારા હોય છે. અથવા બોલવાનાં પૈસા એવા ધરમનાં કામમાંથી મેળવનારા હોય છે. આ ઉપરથી આ જમાનામાં જીભની વાતો તો બહુ થાય છે. પણ કોઇ રોકડ પઇસો કાઢતું નથી. અથવા ઘણી મહેનતે નજીવું ફંડ કરી શકાય છે. પરંતું અમારા ઇસ્માઇલી ભાઇયો બેધડક રીતે પંડિતજી જેવાની આંખોનાં ડોળા કકડી જાય, તેવી રીતે ઢગલાબંધ પોતાની કમાણીમાંથી નામદાર આગાખાનને નજરાણાનો હિસ્સો સાધારણ સ્થિતિનો મુરીદ પણ કાઢવા તત્પર હોઇ પોતાને નસીબવંત થયો સમજે છે. એ બાબત અમારા ઇસ્માઇલી મઝહબની સત્યતા અને પવિત્ર શાસ્ત્રનું મહાતમ અને અમારા રહેબર નામદાર આગાખાનની ઇમામતનાં ઝઉહરને સ્પષ્ટ કરનાર છેઃ પછી ભલે પંડિતજી જેવા બાજતરાખોર એમ અર્થ કરે, કે ખુદા પઇસો લીધા વગર છુટકો કરશે નહિ અને આ જમાનો વહેવાર રીતે સિદ્ધ કરે છે કે, જે પઇસાને ખાતર પંડિતજી જેવાઓ માણસાઇ ખવાસ ભુલી શેતાની સવાલો ઉભા કરે છે, તથા જે પઇસાને ખાતર લોકો લશકરમાં રહી પોતાનો પ્રાણ ખુવે છે;

તે પઇસો પોતાના રહેબરની હજુરમાં રજુ કરવા આંચકો ખાય, તો તેમાં સત્ય ઈમામની કસોટીનાં કારણ તરીકે લેખવામાં પણ વજુદ સમાયલું છે. એવી કસોટીમાં પહેલા નંબર આવનાર અમારા ઇસ્માઇલી ભાઇયોનાં નજરાણાના ઢગલા માટે! કડકા અંગાળી પંડિતજીને આડા ઉભા આવતા હોય, તો પેટનો બળયો ગામબાળે તેવું શામાટે ન કરે? પંડિતજી; પઇસાની બલિહારી એરજ છે! તમો તો પંડિતજી છો એટલે તમારા સવાલ તરફ ધ્યાન રાખી બીજાને નસીહત કરવા કરતાં તમેજ પારકા પઇસાની પીડાવ્હોરવાથી દુર રહેશો, તોજ પંડિતાઈ કરી શકશો અને જો સમજુ હોતો આય સમાજીની લેકચરાર સોસાઇટીને તમારા પગારનાં બોજામાંથી મુકત કરશો તો ઘણુંજ થયું માનજો.



## સવાલ (૧૮) મો.

ખુદા સાહેબ લોકો કેવી રીતે કમાય છે? તથા કેવી રીતે અમલ કરે છે? તથા તે લોકોની ખુદા સાહેબ કમાઈ ખાશે ત્યારેજ લોકો બહેશતમાં જશે એવી રીતથી કિતાબમાં લખેલ છે. તો ઉપરનાં લખાણથી એમ નથી ઠરતું કે ખુદા લાંચ ખાવાવાળો છે. અને બીજું તમારો દીદાર તથા છાંટો નાંખવાથી મુરીદોના ગુનાહ પાક થાય છે તેની કોઇ સાબીતી આપશો અગર ગુનાહ ઉપર લખેલ ક્રિયાથી પાક નહિ થતા હોય તો પછી તમો મુરીદોને શું કરવા કિંમત લઇને છાંટો નાંખો છો! તો હવે ઉપરના લખાણથી તમો કોઈ સાબીતી નહિ આપશો. તો પછી અમો કેવે દરજજે છીયે તેનો તમો ખ્યાલ કરશો. બીજું તમો તમારી ગરજના વાસ્તે રૂપિયા ખેંચવાની એક જાતની હીકમત જારી કરેલ છે, અમો એરૂજ સમજશુ.

## જવાબ (૧૮) મો.

આ સવાલમાં પંડિતજીની ટીકા ઇસ્માઇલી ધર્મ વિરૂદ્ધ છે એમ નહિ, પણ વ્હેવાર રીતે તમામ ધર્મોની વિરૂદ્ધ છે એમ ઠરે છે. કારણ કે દરેક ધર્મમાં ધર્મ ખાતર પઇસો ફરજ્યાત લેવાય છે; અને તેનો ઉપયોગ તેના મુરબ્બીયો પોતાની મુનસફી પ્રમાણે કરે છે. પરંતુ અહીં પંડિતજી અમારા મુરશીદ નામદાર આગાખાન પોતે પોતાના ઉપયોગમાં લે છે અને તે વાજબી નથી અથવા લાંચ ખાય છે એવો ચોખો ઇશારો કરે છે; પરંતુ ઇમામની હજુરમાં તેને માનનારાઓએ નજરાણું ખુમ્સ તરીકે આપવાની ફરજ છે, એમ ઇસ્લામ ધરમના કાનુન છે અને તેજ મુજબ અમારા નામદાર આગાખાનને અમો મુરીદો આપી બહેશતમાં જવાની વાજબી રીતે **વિશ્વાસ** રાખીયે છીયે. છતાં એવો **વિશ્વાસ** વેદ ધર્મમાં નથી એમ પંડિતજી કહી શકે તેવું નથી. કારણ કે યજુરવેદના ૧૯ માં અધ્યાયના ત્રીજા મંત્રમાં છે કે:—

**શ્લોક—वृत्तेन दीक्षा माप्नोति-दीक्ष याप्नोति दक्षिणाम् ।**
**दक्षिणा श्रद्धा मांप्नोति श्रद्धया सत्य माप्यते ॥**

**અર્થ**—જે માણસ ધર્મનો જીજ્ઞાસુ હોય છે તેનેજ સત્યનું જ્ઞાન છે, માટે સત્ય ઉપરજ સર્વે એ વિશ્વાસ રાખવો. અસત્ય ઉપર કદી પણ વિશ્વાસ ન રાખવો જે ( વર્ત્તન ) સત્યનું પાલણ કરે છે તેનેજ (દીક્ષીમ) ઉત્તમ અધિકાર (આપ્નોતિ) પ્રાપ્ત થાય છે. અને ત્યારેજ ( શ્રદ્ધામ ) વિશ્વાસ ( આપ્નોતિ ) બેસે છે (શ્રધ્ધામ) જેમ શ્રધ્ધા વધે છે તેમ ( સત્યમ ) પરમેશ્વર મોક્ષ અને ધર્મ જ્ઞાનની પ્રાપ્તિ સત્વર થાય છે.

આ શ્લોક અને તેનો અર્થ પંડિતજીના ગુરૂ દયાનંદનોજ કરેલો છે, અને સત્ય ઉપર વિશ્વાસ રાખવાની ભલામણ કરે છે; ત્યારે પંડિતજી અવિ-

શ્વાસ ઉભો કરવાનું પાપ વહોરે છે; કારણ કે સત્ય રીતે અમારા ઇમામ નામદાર આગાખાન હ૦ અલીની સીધી નસલે ઉતરી આવેલા છે; અને તેટલા માટે તેને સત્ય ઓળખનારની તેમને પોતાની કમાઇમાંથી હસ્સો કાઢી નજરાણું કરનારી સત્ય ફરજ છે એમ વિશ્વાસથી માને છે. અને તેમને સત્ય સરદાર માન્યા પછી, તન મન અને ધન આપવાની ફરજ ઉપર શુધ્ધ મનથી વરતનારને અટકાવનાર પંડિતજી કઇ, બાબતો સતાવાર રજુ કરે છે ? કે જેને પોતે ખરી માને છે, અમારા નામદાર એહલેબૈતે રસુલ છે એમ વધુ પુરવાર કરવાની જરૂર રહી નથી, તેવીજ રીતે દશમા અવતાર હ૦ અલીના નુર તરીકે એની પવિત્રતા ઉપર ઉચ્ચ-વર્ણનાં હિંદુઓ, બ્રાહ્મણો, વાણીયા અને કણબીઓ જેઓ પંડિતજીના ધ્રષ્ટ સવાલો પછી પણ, વગર શંકાએ સત્ય મનથી વિશ્વાસ લાવ્યા છે, અને ખુલ્લી રીતે સને ૧૯૨૫ માં જુલાઇ માસમાં ઈસ્માઈલી ધર્મમાં જાહેર વર્તમાન પેપરોમાં છપાવી દાખલ થયા છે. તે અમારા હાલના શિરતાજ નામદાર આગાખાનના ખુદાઇ જયોતિનાં શણગાર રૂપ ઇતિહાસમાં ઝળકાઇ રહેશે. તે પછી અમારા નામદાર આગાખાનની મહત્તા વિશે વિચાર નહિ લાવનાર પંડિતજીના હસદ ભર્યા સવાલોનો વધુ જવાબ આપવાની દરકાર કરવી નકામી છે. અને પંડિતજીનાં પાછલના સવાલો તદન ટુંક બુધ્ધિ અને ખારીલાં અંતઃકરણથી લખાયા છે. એમ ખુલ્લું સિદ્ધ થાય છે, કારણકે એવી નજીસ વાસનાં જ્ઞાની પુરૂષોનાં સમજશકતીનાં નસકોરાં આગળ છુપી શકતી નથી જેમકે મઉલાના રૂમી કહે છે કે—

બુયે કીબરો બુયે હવસો બુયે આઝ,
દર સુખન ગુફ્તન બે આયદ ચું પયાઝ।

**અર્થ**—હવસ હસદ અને કીનાખોરના શબ્દોમાં ડુંગળી માફક વાસ આવ્યા કરે છે—

આ રીતે આ સ્વાલનો શરૂ ભાગ સતરમા સ્વાલના લગોલગ મળતા જેવો છે. પરંતુ ત્યાર પછીના ભાગમાં છાંટો નાંખવાની ક્રિયા માટે પણ અસલ રહસ્ય સમજ્યા વગર ટીકા કર્યા છે પરંતુ એવી ક્રિયાઓની શંકા માટે સુરત ખાતેના પંડિત રામચંદ્રનાં ભાષણનું પોકળ ઇસમાઇલી ચાબુક નામની બુકમાં લખ્યો છે, તે વાંચવાની ભલામણ કરીશું. જેથી પુનરૂકિત દોષથી લંબાણ થતું અટકે અને છેવટમાં કહીશું કે પંડિતજીને જે આગલા સ્વાલોના જવાબોમાં અમારા નામદાર આગાખાનને વેદના જુગના અવતારને હિસાબે જે ઓળખાણ આપી છે. એ જો મગજમાં ઊતરશે તો પછી આવી આવી બાબતોની શંકા આપો આપ ટળી જશે અને પાપ માફ થવાની; નકલંકી અવતારની; ઇસ્લામનાં ધોરણની ક્રિયાઓની; ખુબી સમજાશે આ સ્થળે પંડિતજીની શુધિ ઠેકાણે લાવવા શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને અતિગુહ્ય મંત્ર કહ્યો છે; તે યાદ આપીશું જે ભગવદ ગીતામાં છેવટના શ્લોકમાં છે કે—

**सर्व धर्मान परित्तज्य मामेकं शरणं व्रज:**
**अहंत्वा पापेभ्यो मोक्ष इष्यामि मा शुच: !**

**( भ. गीता )**

**અર્થ**— સર્વ ધર્મ ( શંકા ) નો પરિત્યાગ કરીને મારા એકલાને શરણ આવ. હું તારાં પાપ નાશ કરીશ ને મોક્ષ આપીશ. બીહ મા:—

આ શ્લોક એજ કૃષ્ણનાં નકલંકી સ્વરૂપ અમારા નામદાર આગાખાન પોતાના મુરીદોને અર્થ રૂપે કહે છે, અને તે પાપ માફ કરનારા હોયજ એમાં અમોને કશો સંદેહ નથી. ભલે પંડિતજી ગમે તેમ વલખાં મારો ! ! !

એટલું કહી આ સ્વાલનો જવાબ અહિં પડતો મેલીશું—

**સવાલ (૧૯) મો.**

**હવે તમારી કિતાબમાં એમ લખેલછે કે સતજુગમાં રાજા પહેલાદ સાથે પાંચ કરોડ, ત્રેતા જુગમાં રાજા હરીચંદ સાથે સાત કરોડ, દ્વાપર જુગમાં રાજા યુધિષ્ટર સાથે નવ કરોડ, અને કળજુગમાં પીર સદરદીન સાથે બાર કરોડ, માણસો બેહસ્ત પહોંચ્યા છે તો આ લખાણથી તો એમ ઠરે છે કે હિન્દુ સિવાય બીજા લોકો બહેસ્તમાં નહીંજ જશે અને તેથીજ અજાયબી સાથે કહેવું પડેછે કે હિંદુસ્તાનના લોકો સિવાય બીજા લોકો બહેસ્તમાં નથી જવાના.**

**જવાબ (૧૯) મો.**

આ સ્વાલમાં પંડિતજીએ ઇસમાઇલી શાસ્ત્રને અનુકુળ રીતે હકિકત રજુ કરી છે, પણ તે ઉપરથી પોતે જે સાર ઠરાવે છે; તે સાચો નથી. કારણ કે ખરેખરા રીતે ચારે જુગમાં જેનાં સાથે પાંચ, સાત, નવ અને બાર કરોડ માણસો બહેસ્ત જાયછે એમ લખ્યુંછે. પણ તેથી હિંદુસ્તાનનાજ હિંદુઓ ઊપરાંત બીજા નથી એમ કહી શકાય નહિ. પણ પંડિતજી કોણ જાણે કયા પ્રકારની ધ્રષ્ટતાથી એમ પોતે કહેછે ને પોતેજ ઠરાવે છે ? તે સમજી શકાતું નથી; માત્ર એકજ બાબત પંડિતજીને આ રીતે લખવાને પ્રેરે છે કે તેમાં વિરૂદ્ધતા અને પક્ષપાતપણું છે. આ રીતે પંડિતજીની વિરૂધ્ધતા અથવા પક્ષપાતપણું કાંઈ ઉપયોગી મતલબ કાઢનારો નથી લાગતું. માત્ર હિન્દુ અને યહુદી, ઇસાઇ કે મુસલમાન એવો ભેદ પાડી, હિન્દુઓ એકલાજ બહેસ્તમાં જશે ને બીજાને માટે કાંઈ નથી. એમ ઠરાવે છે; પણ ઇસમાઇલી ધર્મમાં હિન્દુ મુસલમાન એવો ભેદજ નથી અને એટલા માટેજ તે બધા ધર્મ કરતાં શ્રેષ્ટતાવાળો છે એમ અમો કહીએ છીએ. ત્યારે ભેદી પંડિતજી ભેદ પાડી પોતાની બુધ્ધિ પ્રમાણે ફસાદનું તત્વ દેખાડવા માંગે છે. એવા ભેદ

પાડી પાડીને હિન્દુઓમાં હદ વગરના ફાંટા પાડીને ખસ્તેખાલ થઇ ગયેલી કોમોનું ઉધાર કરનાર નકલંકી અવતારનું પ્રગટ થવું. કારણ રૂપ છે. અને તે પોતાની મહત્તાનાં સ્થંભ તરીકે ભેદ રહિતનાં શુધ્ધ વિચારો ફેલાવે છે; અને નકલંકી અવતાર છેલ્લો હોવાથી આખી દુનીયાનાં સિધ્ધાંતો કરતાં શ્રેષ્ટતા બતાવે છે તેમાંનો હિન્દુ, મુસલમાન કે બીજી કોઇ કોમનો ભેદ ન રાખવો એજ મુખ્ય છે. મશીલાના હાફેજ જેવા મહાન તત્વજ્ઞ પુરૂષો ઇસ્લામના હકીકતી દરજ્જે પણ સ્પષ્ટ કહી ગયા છે કે—

હાફિઝા ! ગર વસ્લ ખાહી સુલહ કુન બા ખાસો આમ,
બા મુસલમાં અલ્લાહ અલ્લાહ બા બરહેમન રામ રામ.

**અર્થ**—અયે હાફેજ ! ખુદાનો મેળાપ ઇચ્છે તો તમામ લોકોથી સુલ્હ રાખ અને મુસલમાન મળે તો અલ્લાહ અલ્લાહ કહે ને બ્રાહ્મણ મળે તો રામ રામ કહે—

* * * * *

રામ રામ કહેનેસેં ઝાહીદ ખફા ન હો,
કહીં ઉસીમેં નુરે મહમદ છીપા ન હો.

* * * * *

સુબહાન અલ્લાહ ! હાફેઝના આવા વગર ભેદના શબ્દો કેટલા બધા ઉંચી સમજ બક્ષનારા છે ! અને તે શરીઅતી દરજ્જાના મુસલમીનોને કંઇક અજબ પમાડનારા લાગશે પણ—શરીઅતથી આગળ વધેલ લોકો તરીકતી તથા હકીકતી અને માઅરેફ્તી દરજ્જે પહોંચેલા સુન્ન ઇસ્લામીયો પોત પોતાના મુરશીદની આપેલી સમજ મુજબ ચડતો ને ચડતો અર્થ કરી ઊંચ લક્ષ પ્રાપ્ત કરશે. પરંતુ અફસોસ છે ! આ ભ્રષ્ટ કહેવાતા પંડિતજી રાધાકૃષ્ણને માટે કે પોતાનાં નામ અને વિશેષણને છાજતો અર્થ કરવાની શક્તિને, કે જ્યાં ભેદ નહિ હોય ત્યાં ભેદ બતાવી પક્ષપાતી થવું આનંદ આપનારૂં લાગ્યું છે, જો કે અસત્યનો પક્ષપાત ન કરવા તેમનાજ ગુરૂ દયાનંદે પણ ભલામણ કરીછે. તેનો પણ અના-

દર ! વાહરે ગુરૂ ! ને વાહરે ચેલા ! "ગુરૂ કરતાં ચેલા આગળા" એ કહેવત મુજબ થયું છે. દયાનંદ સરસ્વતીજી સત્યાર્થ પ્રકાશની ભુમિકાનાં બીજાં પેજના પહેલા પેરેગ્રાફમાં લખે છે કેઃ—

"જે મનુષ્ય પક્ષપાતી હોય છે; તે પોતાનાં અસત્યને પણ સત્ય
"અને અન્ય વિરૂધ મતવાળા સત્યને પણ અસત્ય સાબેત કરવામાં
"પ્રવૃત થાય છે. એવો મનુષ્ય સત્યને પ્રાપ્ત કરી શકતો નથી."—

આપણા પંડિતજી આ વાકય ફરી વખત વાંચે ને વિચારે તો અમારા નામદાર આગાખાનની સત્ય મહત્તા વિરૂધ્ધ તથા હકિકતી ઈસ્લામનો અમારા ઈસિમાઈલી ધર્મ (સતપંથ) વિરૂધ્ધ જે જે લખ્યું છે; તે માટે તોબા કરશે ! જો તેનામાં સત્યનો જરા પણ અંશ હશે તો. કારણ કે અમોએ અમારી દરેક દલીલો સત્યનેજ આધારે કરી છે, ત્યારે પંડિતજી સ્વાલમાં ધ્રષ્ટતા વાપરી તેમાંથી અસત્યપણું ઠરાવતા આવા એક સ્વાલ પુછનારની હાલતમાંથી પણ નાબુદ થતા ગયા છે—એમ ત્રાહેત સુગ્ન પુરૂષો કહી શકશે. અમો આ સ્થળે જણાવીશું કે – અમારા પીરોએ બતાવેલી બહેસ્તમાં જનારાની ગણત્રી હિંદુ ધર્મ અથવા તેમના પક્ષ કરનાર આર્યસમાજીને પણ સારી વૃતી ઉત્પન્ન કરનારી હોવા છતાં તેમાં દોષ દેખાડવાની પંડિતજીની બુધ્ધિ કેવા પ્રકારની છે તે દયાનંદનાં ઉપરનાં વચનોથી સમજાય છે.

આ માત્ર પંડિતજીને એક પક્ષપાતની હદ ઓળંગવાથી યાદ આપી છે. છતા એ સ્વાલનો બાકીનો જવાબ આપતાં કહીશું કે, અગાઉના સ્વાલના જવાબનાં મંડાણથી સતપંથ વેદોકત સિધ્ધ કર્યો છે. અને ચોથા જુગ કળજુગના નકલંકી અવતાર મઉલા અલી મલેચ્છ રૂપમાં છે, એમ કીધા પછી હિંદુ અને મુસલમાન એવો ભેદ રહેતોજ નથી. અને સતપંથમાં તેવો ભેદ છેજ નહિ. ભેદતો એ લોકોના અંતઃકરણમાં છે કે, જેઓ વેદને મનાવવાનો ઝુંડો ઉપાડ્યા છતાં કળજુગમાં અથર્વ વેદનો પ્રચાર કરવા અને દશમ અવતારની ઓળખ

આપતાં ભેદ રાખે છે. અને એ પ્રમાણે આર્યસમાજીઓ કહે છે. અને તેમાં તેમનો દુરાગ્રહ સિદ્ધ થાય છે. એવા દુરાગ્રહથી હિંદુ સનાતન ધર્મનાં મુળ રહસ્ય સાથે સંબંધ ધરાવતા તથા સિધ્ધ થતા **સતપંથની** આડે જઈ વેદવિરૂધ્ધ નિર્ણય કરવાનો દોષ કરેછે. અને તેથીજ પંડિતજીએ આ સવાલનાં છેલ્લા ભાગમાં હિંદુઓજ ઇસ્માઇલી ધર્મનાં લીધે બહેસ્તમાં જશે એમ સિધ્ધ કરતાં ભેદ બતાવ્યો છે. પરંતુ ખરી રીતે **ઈસ્માઈલી ધર્મ** જે દુનિયાના તમામ ભાગોમાં પોતાની સત્યતા ફેલાવતો રહ્યો છે, તે વધુને વધુ ફેલાતો રહી, અઈકયપણાથી ભેદ ભાવના તોડી નાંખી **મોક્ષ**નાં ઉંચ માર્ગપર લઈ જનાર છે.

---

## સવાલ (૨૦) મો.

**બીજું પીર સાહેબ લખે છે કે ખુદા અને બ્રહ્માજી જુગા જુગા અવતાર લીએ છે. અને તેઓ મરતા નથી. પણ ફકત જામો એટલે શરીર બદલ્યા કરે છે. તો હવે ઉપરનું લખાણ જો સાચું હોય તો પછી ઈમામશાહે બહેસ્તમાં પીર સદરદીન તથા પીર હસન કબીરદીન એ બંને બાપ બેટાને કેમ જોયા ?**

**બીજું બ્રહ્માજીની જોત પીર હસન કબીરદીનમાં આવી હતી તો પછી પીર હસન કબીરદીન તો શ્રી બ્રહ્માજી થઈ ગયેલ છે. તો પીર સદરદીનના શરીરની શું જરૂર હતી. ? કે પીર સદરદીનનું શરીર બહેશ્તમાં હતો ?**

**બીજું જ્યારે પીર હસન કબીરદીને જામો બદલ્યો તે વખતે પીરી એટલે બ્રહ્માની જોત ઈમામશાહની અંદર આવી તો પછી પીર હસન કબીરદીનનાં જીસ્મની બહેશ્તમાં શું**

જરૂર હતી? કેમ જે બ્રહ્માની જોત તો પીર ઇમામશાહમાં આવી છે. તો એવી રીતથી સિલસિલા બંદ જીસ્મ રહે છે. તો પછી હજરત મહમદથી લઈને આખર પીર ઇમામશાહ સુધી તો જીસ્મ હતા. તો આ લખાણથી ત્યાં સરવે હાજર હોવા જોઈએ પણ ત્યાં તો પીર સદરદીન તથા પીર હસન કબીરદીન સિવાય બીજા કોઈ જોવામાં નહિ આવ્યા તેનું કારણ શું?

## જવાબ (૨૦) મો.

આ સવાલમાં પંડિતજી ઈસ્માઈલી શાસ્ત્ર અનુસાર ખુદા અને બ્રહ્માજી જુગાજુગ અવતાર લીયે છે. અને તેઓ જોમો બદલે છે. અને તેથી તેઓનું પાક નુર અખંડ રીતે શરીર બદલતું રહે છે. એમ લખી પાછળથી જે વાંધા કાઢયા છે તે ખરા છે. અને તેના સાથે અમો અમારા ઈસ્માઈલી ધર્મની માનીનતા મુજબ હોવાથી મળતા થઈશું; પરંતુ તે સાથે વધુ સ્પષ્ટ એમ કરીશું કે, ઇસ્માઇલી ધર્મ તે જેમ હકીકતી ઇસ્લામ છે, તેની સાથે સાથે અપુર્વ વેદાંત છે અને આ ચોથા જુગમાં, ચોથા વેદ અથર્વના પ્રાધાન્યપણાનો જમાનો હોવાથી તેનાં સિધ્ધાંતો છેલ્લા અને સર્વમાન્ય છે. અને તે આધારે તેની પવિત્ર શ્રેણીના હિસાબે મનાના પીરોની ગણત્રીમાં ઈમામશા કાયદા મુજબનાં પીર નહિ હોવાથી તેમણે જે **જન્નતપુરીનાં જ્ઞાનમાં** (* *) લખ્યું છે, તેને માટે અમો ખરૂં ગણાવી જવાબ આપી શકીયે નહિ. અને એ બાબતમાં તેમણે જે લખ્યું છે તેનો જવાબ ઇમામ શાહીયો આપવાને વધુ હકદાર છે. અને હાલ અત્યારે ઇમામશાહીપીરોની માનીનતા અને ઇસ્માઇલી ધર્મની અમારી પધ્ધતિ મુજબની માનીનતા જે ક્રમવાર અમારા થયેલા પીરોથી પોતાના ગુરૂબ્રહ્માજીના જોમાના લીધે સલંગ ચાલી આવે છે; અને તેમાં લેશ માત્ર ફરક નથી પડતો. તે જોતાં માત્ર ઈમામશા પીરે એકલાએજ

પોતાના રચેલાં જ્ઞાનોમાં એવી ન સમજાય તેવી હકીકતો દરશાવી છે; તે અને તે ઇમામશાને અમો ગુરૂ બ્રહ્માજીનો અવતાર અમારા પીરોની ગણત્રીમાં નહિ ગણતા હોવાથી કોઈ રીતે સ્વીકારતા નથી; અને તેથી પંડિતજીના આ વીસમા સવાલનો જવાબ પીરાણા અને નવસારીવાળા ઇમામશાહીયો પોતાને યોગ્ય લાગે તે આપે અથવા પંડિતજીને અગત્ય હોય તો ઇમામશાહીયોને પૂછે એટલુંજ જણાવીશું. અને પંડિતજીને જો ઇમામશાના આવા ગુંચવણવાળી જ્ઞાનોના લીધેજ ઇસ્માઇલી ધર્મ તજી દેવાનું કારણ બાકી રહે, તો અમારા આગળા સવાલોના સ્પષ્ટ જવાબ પછી પોતાની શુધ્ધ માનીનતાથી વેદનાં મારગે પણ ઇસ્માઇલી થના વિચારે, અને અમારા પીરો જેને અમો ગુરૂ બ્રહ્માજીનો અવતાર માનીયે છીયે, તેમના ચમત્કારીક વચનો અને ખુલાસા જોવાની ઇચ્છા હોય તો **સવાલ છઠ્ઠા**ના જવાબમાં પીર હસન કબીરદીન અને કાનીપા જોગીનો સંવાદ વાંચવાની અને તેમાં સંદેહ લાગે તો પુછવાની ભલામણ કરીશું. અમોને આ સવાલના જવાબના અંતે પંડિતજી માટે એક ટીકા કરવી આવશ્યક લાગે છે કે, પંડિતજી આ સામટા ધ્રષ્ટ સવાલોનું કારણ મંગળાચરણ પછી એમ દરશાવે છે કે, મને વહેમઉત્પન્ન થવાથી મ્હેં ઇસ્માઇલી ધર્મ છોડયો. પરંતુ આ સવાલમાં વીસમા પીર ઇમામશા શ્રીબ્રહ્માજીનો અવતાર છે એમ માને છે અથવા માનતા હતા તેથીજ સવાલમાં લખ્યું છે કે–**"શ્રીબ્રહ્માજીની જોત તો પીર ઇમામશામાં આવી છે." આ તેમનું માનવું કેટલું ખોટું** છે તે અમારા ઉપરના ખુલાસાથી પંડિતજીને સમજાયું હશે, તે તો ઠીક, પણ આ ઉપરથી પંડિતજી આવી રીતે પોતાની અજ્ઞાનતા છતાં ઇસ્માઇલી ધર્મ વિષે પુર્ણ જાણવાનો ડોળ કરી જાહેર વિશ્વાસુઓને તેવા ડોળમાં ભુલાવો ખવાડવા જે કોશેશ કરવી, તે પંડિતજીને શરમીંદગી આપનારૂં છે.



## સવાલ (૨૧) મો.

હવે જ્યારે હઝરત મહુમદની બાદ ઈમામહુસન બ્રહ્મા-જીનો અવતાર થયા; ત્યારથી તે પીરશમ્સ સુધી એટલે કે પીર ઈમામહુસનથી તે પીર શમ્સનાં વખતમાં મુરીદોના વાસ્તે કોઇપણ પીરોએ કિતાબ બનાવી નહિ અને ત્યાર-પછી એટલે પીર શમ્સથી તે પીર ઈમામશા સુધીનાં વખ-તમાં ફકત ત્રણ ચાર કિતાબ બની, તો હવે ઉપરનાં લખા-ણથી એમજ સમજાય છે કે અગાઉ જે પીરો થયા તે સરવે ભણેલા નહિ હતા અગર ભણેલા નહિ હતા તો તેનુ કારણ શું. બીજું એમ પણ સાબેત થાય છે કે પીર સદર દીને પોતાની ગરજ સારૂ લોકોને જેહાલત તથા અંધેરના જમાનામાં પોતાની તરફ ખેંચેલ છે. અને તે કારણથી લોકોને નહિ અહીયાના તથા નાહ ત્યાંના થયા છે.

## જવાબ (૨૧) મો.

આ સવાલમાં પંડિતજી કાચબા પેઠે કુવાનેજ જગત સમજી વાતો કરે છે એમ દેખાય છે. ત્યારે સતપંથ અથવા વેદનો વિસ્તાર અમારા પીર સદરદીને જે આખા જગત સાથે સમજાવ્યો છે, તે માટે અજાણ્યા લાગે છે. અને એવી અજાણી સ્થિતિ દેડકાની પેઠે ફુગી ફુગીને પેટ ફાટીજાય એટલી હદ સુધી ઉભી કરે છે એમ માનીએ છીયે. અને જો એમ નહતે, તો આ ચોથા જુગનાં દશમા નકલંકી અવતાર હઝરત મઉલા મુરતઝા અલીનો અરબસ્તાનમાં થયો છે, તે માનવામાં વાંધો કરતે નહિ. કારણ કે જુગ પ્રમાણેનો અવતાર વેદનાં હિસાબે માનવા વગર વેદનો ઝુંડો ઉપાડવો, તે નકામું વહીતરૂં કરવા સમાન લેખાવું જુવે-અને એવા ફોકટનાં વહીતરાંથી વેદનાં વારાનો ક્રમ ભુલાવવા પોતાના

ફાટક્ષ ભેજાંથી ચિન્ની ચડે તેવું દરેક ધર્મનું વગોણું ચિઠ્ઠી કાઢવા કરતાં, વેદનો ઝુંડો ફરકાવવા દશમ અવતાર વિષે શુદ્ધ ભાવદ્રષ્ટિથી તપાસવાની અને અથર્વ વેદનાં શુધ્ધ સ્વરૂપ કુરઆને શરીફનાં હીકમત ભરેલાં ઉત્તમ બોધથી આખાં જગતને ફાયદો પહોંચાડી અઈકયભાવ કરવાની પ્રેરણા થતે તો પંડિતજી તરીકે આર્યસમાજીનાં મેમ્બર થઈ ને જનસમુહની દૃષ્ટિમાં હલકા પડવાનું પસંદ નકરતાં, હિન્દુ મુસલમીન ભાવ તજી નિરગુણ બ્રહ્મની જયોતિ ( ખુદાઇ નુર ) નાં પતંગીયા તરીકે પોતાનું અને તેનો દાખલો લેનાર બીજાનું પણ ભલું કરવાનાં કારણરૂપ બનતે, કારણ કે ઇસ્માઇલી ધર્મ અથવા હકીકતી ઇસ્લામ કે સતપંથ તે જમાનાનો છેલ્લો સુધારો હોવાથી અને તેનાં અમુલ્ય સિખ્યાંતો રાગ દ્વેષ વગરનાં અને કોઇનાં પણ ધર્મના ખરાં તત્વોની વિરૂધ્ધતા નહિ બતાવનાર હોવાથી, આખી દુનીયાનાં લોકોને અઇકયતા અને શુદ્ધ પ્રેમ ઉપર બોધ કરનારાં હોવાથી, પોતાના જાતભાઇ હિન્દુ સનાતનીઓનું પણ દિલ દુખાય એવું બોલવાની બોજારૂપ ગણત્રી કરવાનો વખત આવતે નહિ. ખરેખર ! આર્યસમાજીઓ અને તેનાં પંડિત રાધાકૃષ્ણની આ હાલત અમોને એમ કહેવાને ઉશ્કેરેછે, કે તે પોતે હિન્દુ સનાતની હોતે તો, અને અભણ હિન્દુ સનાતની હોતે, તો ઠીક હતું. કારણ કે તેમ હોવાથી આર્યસમાજી પંડિતજીનો તોક ગળામાં પહેરી વેદાંતનાં સાગરમાં ડુબી મરવાનું તો બનતે નહિ ! અને કયારેક પણ અવતારનાં પ્રેમભાવની માનીનતા તેને દશમ અવતારની ઉપર પ્રીતિ ઉપજતે ! આતો અતોસિદ્ધ ન તતો સિદ્ધ જેમ નહિં હિન્દુ સનાતની તરીકે અવતારની માનીનતા રહી, કે નહિં મુરતીની માનીનતા મુકી મુસલમાની જાણી. પરંતુ અર્ધ દગ્ધપણે આર્યસમાજીનાં તપેલાની કઢવાઈ ગયેલી ખીચડી ખાતાં પેટમાં એવો દુખારો થયો, કે માથું કુટવાનું ઓસડ અખ્તીયાર કરી વેદના નામે વેદનાં પ્રાસ કરી.

દશ અવતારની ગણત્રીમાં છેલ્લા એ બુધ્ધ અને નકલંકી એ

શુદ્રના અવતાર થવાના છે, એમ સનાતન શાસ્ત્ર સ્વિકારે છે. તેમ છેલ્લો દશમ અવતાર એવે સ્થળે પ્રગટ થવો જોઇએ કે જે દેશમાં શુદ્ર હોય અને ભુમી પણ તેનેજ અનુકુળ હોય. આ હિસાબે અરબસ્તાન દેશજ આખી સૃષ્ટિમાં અજ્ઞાન ને પુર્ણ શુદ્રતાથી ઇતિહાસમાં જોતાં દેખાય છે. તો પછી એ દેશ સિવાય બીજો એવો કયો દેશ પંડિતજી બતાવશે કે, જે શુદ્રતાને લાયક હતો અને છેલ્લા અવતારનાં માટે બાકી રહેલો હતો. એ ભાગ દુનિયા ઉપર એકલોજ જાણે એમ સુચન કરતો હતો, કે દશમ અવતાર અહીં થવો જોઇયે. અને તે મુજબ તે થયો, તો ત્યાં નહિં થવા વિશે પંડિતજી કાંઈ સાહદત ધરાવે છે? અથવા બીજા મુલકમાં જરૂર હતી એમ કહેશે? આ સવાલનો જવાબ પોતાની ધ્રષ્ટતાથી ગમે તેમ કહી દેવામાં આવે, પરંતુ તેમને શાસ્ત્રીય પ્રમાણ કંઇજ મળી શકશે નહિં, પણ સમજનારા અને વેદનો અવતાર તરીકે હઝરત મઉલા મુર્તઝા અલીનાં નુરની પ્રસિધ્ધીની શરૂઆતથી આજ સુધી એવી કઇ વીગત છે કે, જે દશમ અવતારની ગણત્રીમાં દરજ્જાને શોભાવનાર ન હોય? અલબત દરેક અવતારનાં વિરોધીયો તેનાં જમાનામાંજ હતા. અને તેને ઓળખનારાઓ પણ હતા. તેવો જવાબ હાલના દશમ અવતાર વિશે; પણ હોય તે માટે અમો પંડિતજીની અસભ્ય વિરૂધ્ધતા છતાં નવાઇ માનતા નથી. પરંતુ એ શુદ્ર અવતારના પ્રભાવની બે મહાન સિફ્ત આ સ્થળે ખાસ ટાંકી દેખાડીશું. તેમાની પહેલી પંડિતજીએ આ સવાલમાં શ્રી બ્રહ્મ જીનો અવતાર મનાતા અમારા પીરોમા ઇમામ હસન પીરથી ઈમામશા સુધીમાં બે ત્રણ કીતાબો બનાવી છે, તેથી બીજા પીરો અભણ હતા એમ માન્યું છે તે છે. એટલે શ્રી બ્રહ્માજીનો કળજુગનાં ગુરૂ તરીકે અવતાર હઝરત મોહમદ મુસ્તફા પોતે (ઉમ્મી) અભણ પેગંબર હતા એ પ્રસિધ્ધ છે. અને એમનું અભણપણું, શુદ્રપણું સિદ્ધ કરે છે, છતાં આખી દુનીયાને એ અભણે જે ઇશ્વરી ઇલમ ભણાવ્યો છે, તે જમાનાનાં વિદ્વાન અને પંડિતજીયોને (તેમનાં માથાં

નમાવનાર તરીકે) માન્ય થયો છે. ત્યારે પંડિતજી એમનાં અવતાર (નુર) તરીકે અમારાં પીરોનાં અભણપણા માટે શું ઉચું મોઢું લઇને બોલે છે? તે અમો સમજી શકીયે છીયે. અને જમાનાના પ્રખ્યાત વિદ્વાનો જેમાં ફારસનાં **સલેમાન ફારસી** અને તે પછી યહુદી તથા ઇસાઇયોનાં વિદ્વાનો એ અધાપી પરીચંત જેની મહત્તા સ્વિકારી હોય તેના સામે પંડિતજીનું પંડિત્ય દુરબળ અને ઉદ્ધત સિવાય કાંઇ વધુ કિમત અંકાવે નહિ **બીજી સિફત** એ શુધ્ધ અવતારના પ્રભાવની એ છે, કે અરબસ્તાનના અભણ પ્રદેશથી પ્રગટ થયેલ છેલ્લાં ખુદાઇ નુર સ્વરૂપ બીજા કોઇપણ અવતાર અથવા પેગંબરો કરતાં આખી દુનીયાના ઉપર પોતાનો પ્રભાવ વિશેષ અને એટલો બધો ઉંચ ફેલાવ્યો છે કે જેથી આગલા અવતારોના બ્રાહ્મણો, ક્ષત્રિય કરતાં પોતાના અવતારના પ્રભાવે શુદ્ર એટલે કારીગર લોકો અને પોતાને ઉંચમાં નહિ ખપાવનારા હલકા વર્ણના લોકો જે આગલા જમાનાના અવતારના લોકોથી ગેરઇન્સાફ પામેલા, **મજુર વર્ગની** ઉન્નતી ઉત્તમ દરજ્જે થતી રહી છે. તેથી એમ આજે સિદ્ધ થયું છે કે આજે શુદ્ર લોકોનો જમાનો અને એ દશમ અવતારનો ખાસ પ્રભાવ છે. પંડિતજી જોશે કે આજે ભંગી, ચમાર, ઢેડ, વાઘરી એવા હલકા ગણતા વર્ણો અને જેને બ્રાહ્મણો શાસ્ત્ર વચન સંભળવવાનું પાપ ગણતાં, ભણાવવાને લાયક નહિ ગણતાં, તેવાઓ આજે પંચાંગ જાણેછે, ભાષણો કરે છે, અને બ્રાહ્મણોનાં દરેક કાર્ય કરે છે! ત્યારે બ્રાહ્મણો આજે લોટની તાંબડી લઇ "**દયા પ્રભુની**" "કલ્યાણ" એવા ઉચ્ચારો કરતાં ભિક્ષાવૃતિ કરવામાં મ્હોંણું નથી સમજતા અને કહે છે કે "બ્રાહ્મણના દિકરાને માગવામાં મ્હેણું નહિ" "અને વર્ણાશ્રમ તોડવાના તમો આર્યસમાજીયોની મ્હેનત ને મગરૂરીએ ફેરવાયલા તમારા વિચારો પણ આ દશમ પ્રગટ અવતાર શુદ્રના પ્રભાવ દર્શાવે છે અને તમો આર્યસમાજીયોજ શાસ્ત્રમાંથી સિદ્ધ કરવા શ્લોક બોલો છો કે–

**जन्मना जाय ते शुद्रो वृत बंधा द्विजोच्यते ।**
**वेदाध्ययने भवेत् विप्रो ब्रह्मजानाति ब्राह्मणा ! ॥**

**અર્થ:**—જન્મથી બધા શુદ્રો છે. જનોઇ ધારણ કરે તે દ્વિજ. વેદનું અધ્યયન કરે તે વિપ્ર, અને બ્રહ્મને ઓળખે તે બ્રાહ્મણ—

આ દલીલો ઉપરાંત પારાશરસ્મ્રતિ મુજબ પણ સિધ્ધ છે કે દરેક જુગના વેદ અને બ્રાહ્મણો એક સરખા હોતા નથી. તે મુજબ આ ચોથા જુગના ચોથા વેદ અને તેના બ્રાહ્મણો પણ શુદ્રની ઉન્નતિથી શરૂ થઇ શુદ્રની મહત્તા બતાવે અને અરબસ્તાનમાં નકલંકી અવતાર હ. મઉલા મુર્તઝા અલીનો મલેચ્છ સ્વરૂપમાં થ.ય અને તેના બ્રાહ્મણો સઇયદનાં નામથી ઓળખાવવામાં આવે તથા ચોથો વેદ અથર્વને કુરકાન કહી મનાવવામાં આવે, તો તેમાં પંડિતજી શાસ્ત્રીય કયો વાંધો રજુ કરે છે ? તે બતાવશે અને કાંતો દશમો અવતાર અને તેનો વેદ તથા તેના ગુરૂ કોઈ બીજા હોય તો તે કોણ છે ? જે અમારા પીરોએ બતાવેલા અવતાર, વેદ અને ગુરૂ સાથે સરખાવતાં ચડીયાતા નીકળે ? ખરેખર ! આ બાબતમાં પંડિતજી કોઇ જાતની બીજી માનીનતા ધરાવતા હોત તો જરૂર આ ખંડન સ્વાલો ન પુછતાં મંડન વિષય પોતાનાં મનમાં ધારેલા લોકોને સમજાવતે, હવે જ્યારે તે કોઈ દશમા અવતાર તરીકે કોઇને પણ ઓળખાવવાની તેને હામ નથી, ત્યારે પોતે એકલાએ ભડકેલા વિચારથી જે દશમ અવતારની મહત્તા આજે પ્રસરી રહી છે અને તેના ઉપર પંડિતજી જાણે છે તેમ લાખો હિંદુસ્તાનના હિંદુઓ ગુપ્તપણે અને જાહેર રીતે આસ્થા અને પ્રેમ રાખી પોતાની અડગતા પુરવાર કરી રહ્યા છે, તેને આગળ વધતા અટકાવી, પાછલા અને વખત વહી ગયલા વેદ માટે શા માટે મથન કરી પોતાની ફિસાદીપણું જાહેર સુજ્ઞની આંખોમાં લાવે છે ? પંડિતજી, પોતામા આવા સ્વાલોથી તેની મંડળીના થોડાકના વાહ વાહ ! ઉપર મલકાઇ જતા હોય, તેના

કરતાં જાહેર હલકાઈ ઉપર ધ્યાન આપે, તો તેમના પંડિતજીપણાને વધુ શણગાર આપે એવી બાબતો મેળવી શકતે.

પંડિતજી ! ઉપરની લંબાણુ પણ સમજવા લાયક તકરાર પછી સમજશે કે—અમારા પીરોની સીસ્ટમ એવી છે કે, જમાનાના હાજર ઇમામ જે હોય, તે ખુદ પીર તરીકે જેને હુકમ કરે અને તેને બોધ કરવા કે નસીહત કરવા કોઈ ભાગમાં મોકલાવે, ત્યારેજ તે એમના હુકમ અનુસાર વર્તે અને તેઓનું કહેવું એટલું ઉત્તમ અને સત્તાવંત હોય, કે તે જે ભાગમાં જે લોકોને સમજાવે, ત્યાંના લોકો જેઓ સમજુ અને શુદ્ધ અંતઃકરણવાળા હોય તેને દુરાગ્રહીયોથી જુદા પાડયા વગર રહે નહિ. પરંતુ ઇમામના હુકમ વગર કોઈ પીર ઈસમાઇલી ધર્મમાં સમજાવવામાં આવેલી ખુદાની જ્યોતીને એવી રીતે સમજાવવામાં ફાવે નહિ. કે જેમ ઇમામશા પીર કોઈ ઇમામના હુકમથી પીર નહિ થયેલા હોવાથી તેની સમજાવવાની રૂઢીમાં અમારા માનેલા પીરો જેવો ચમત્કાર નથી. અને તેનાં સમજાવવામાં ખુદાઈ નુરની ઓળખ કરાવવામાં એ ખામી આવી ગઈ, કે પાછળથી અમો આગાખાની ઇસમાઇલીયોથી જુદી તરેહનાં પોતાનાં સિધ્ધાંતો તરફ મોહ પામી છુટી ગયા, જો કે આ દલીલ બધા ઇમામશાહી મુરીદો માટે અમો આપી શકીયે નહિ, કારણ કે તેમાંના ઘણા સુજ્ઞ અને સમજુઓ અમારા નામદાર આગાખાન ઇમામતનને નુર તરીકે માનથી જોવાની પોતાની ફરજ સમજે છે. હવે આ રીતે અમારા હાજર ઇમામના પીરો જેએ ક્રમવાર જુદા જુદા દેશમાં જુદા જુદા લોકોને બોધ કરે છે. તે છતાં સિસ્ટમથી વિરૂધ એકપણ એવી બાબત નહિ નીકળે કે, જેનાં માટે શંકા રહે અને આ એક **ચમત્કાર** છે એમ અમો માનીએ છીએ. અને તેથી શ્રી બ્રહ્માજીના અવતાર રૂપ અમારા પીરોનું એકજ નુર જુદા જમામાં બદલતું રહે છે, તેની સાબીતી છે. અને તેથી ત્રણ ચાર પીરોએ ત્રણ કિતાબો બનાવી એમ અમો માનતા નથી પણ એકજ

બ્રહ્માજીનાં નુરે જુદા જુદા જોમામાં હુકમને અનુસરી યોગ્ય લાગ્યું ત્યારે પ્રકાશ કર્યો. આ પ્રસંગે એક વધુ અને જાણવા જેવી બાબત પીરની ગણત્રીમાંથી રજુ કરીશું કે — ઇમામનો હુકમ મેળવે એજ પીર એમ દલીલ તરીકે "પંદીયાતે નામાએ જવાંમર્દિ" નામનો ફારસી ગ્રંથ રજુ કરીશું, કે પીર તરીકે તેને માનવા અમોને થયેલ ફરમાન મુજબ અમારા પીરોની ગણત્રીમાં એ ગ્રંથને ગુરૂ બ્રહ્માજીનું નુર ગણીએ છીએ. પરંતુ વગર ઓર્ડરથી ગણતા ઇમામશાને અમો સ્વિકારી શકતા નથી. અને પંડિતજીએ પોતાના સ્વાલમાં દર્શાવેલા વાંધા ઉપરથી ઇમામશાને અમારા પીરની ગણત્રીમાં નથી. તેથી ગણત્રીના પીરોની મહત્તા સમજવા ઉપયોગી થઈ પડશે. આવી અમારા ગણત્રીના પીરોની મહત્તામાં પીર સદરદીનનું નામ જે દરજ્જો ભોગવે છે; તેને પંડિતજી "પોતાની ગરજ સારૂ ધર્મ ફેલાવ્યો" અને "લોકોને સતપંથ ઉપર આણ્યા" એમ કહેવું, ધ્રષ્ટતા સિવાય વધુ લેશભાર કીંમતને લાયક નથી; જો કે પંડિતજી કહેછે, કે "જે હાલતના તથા અંધેરના જમાનામાં પોતા તરફ ખેંચેલ છે," એમ કહેવા કરતાં પોતાના ઈમામના હુકમ મુજબ સતપંથ ઉપર લાવવા ફતેહમંદ કોશેશો કરી છે; અને તેથી લોકોને મુર્તિપુજાથી અને આર્યસમાજી જેવા મુર્તિથી પુજાથી વિરૂદ્ધ છતાં નહિ હંદુ કે નહિ મુસલમાન જેવી વચ્ચે લટકતી હાલતથી મોકળા કરી, હિંદુસ્તાનમાં વેદ શાસ્ત્ર મુજબ દશમ અવતાર હ૦ મૌલા મુરતઝાના નુર તરફ ભાવના મેળવી દીન અને દુનિયા બેઊ સ્થિતિ સુધારવાનો મહાન પુરૂષાર્થ કર્યો. એમ કહેવું વધુ ઉચીત થઈ પડે; પરંતુ પંડિતજીને શુદ્ર કે મુસલમીન નામથી અભાવ હોવાથી, તેના સ્વાલની રૂઢી ઉપરથી અમને એમ માનવાને કારણ મળે છે, કે કદાચ આખી દુનીયા હ૦ અલીને દશમા અવતાર તરીકે અને ઇમામ મેહદી તરીકે અથવા યહુદી અને ઇસાઇયોનાં શાસ્ત્ર મુજબ સાહેબે ઝમાન તરીકે સ્વીકારે, તો પણ આર્યસમાજીયોમાં હજી પણ

જેની વિચાર શકિતની તલ્લી ફાટી ગઇ નથી, તે પણ કદાચ સ્વીકારે તો પણ પંડિતજી રાધાકૃષ્ણ અઝાઝીલ માફક કદીપણ પોતાનું દુરાગ્રહ પણું મુકવા તઇયાર થાય એવું લાગતું નથી, પછી તો વળી કોણ જાણે?



**સવાલ (૨૨) મો.**

**બીજું પીર ઇમામશાહે ઘણી કિતાબો બનાવેલી છે તથા તેઓની કિતાબોને મુરીદો માને છે તો હવે પીરોના સિલસિલામાં પીર ઇમામશાનું નામ નથી તેનું કારણ શું? અગર જો પીર ઇમામશા બ્રહ્માજીનો અવતાર નથી તો પછી તેની બનાવેલ કિતાબને તમારા મુરીદો માને છે. તેનું કારણ તથા ખુલાસો જાહેર કરશોજી.**

**જવાબ (૨૨) મો.**

આ સવાલની આખી નેમ અગાઉના સવાલમાં સંપુર્ણ સમાઈ ગઈ છે, અને તેનો પુર્ણ ખુલાસો અમો લખી ચુકયા છીયે, પરંતુ પંડિતજીએ "**ભડાપચીસી**"ની વારતાના નંબર પુરા કરવા કરેલી પુનરૂકિતથી અમો જવાબમાં પણ પુનરૂકિત કરીયે છીયે; આ સવાલમાં પીર ઇમામશા અને તેની કિતાબો વિષે લખેલ છે જે માટે અમો કહીશું કે, એ પીર ઇમામશાને અમો આગાખાનને હાજર ઇમામ માનનારા ઇસ્માઇલીયો પીર તરીકે ગણુતા નથી, અને તેથી તેમની રચેલી કિતાબો અમારા શાસ્ત્રીય જવાબના આધાર તરીકે માની જવાબ આપી શકીયે નહિ, અને તેટલા માટે એ ઇમામશાના માટે જે પણ પ્રશ્નો પુછવા હોય તો ઇમામશાહીયોને પુછી વાકેફ થવું. અમારા ઇસ્માઇલી પીરો જેને અમો બ્રહ્માજીનો અવતાર માનીયે છીયે, તે દરેક હાજર ઇમામનાં હુકમથી નેમાયલા હોય છે અને ઇમામશા તેવી રીતે નેમાયલા નથી તેથી પીરોની સિલસિલામાં તેનું નામ નથી. અને તેથી એમની બનાવેલી કિતાબો અમારા ઇસ્માઇલી શાસ્ત્રમાં

આધારરૂપે ગણાતી નથી, અલબતાં તેમનાં ગ્નાનો જે અમારા ઇસ્માઇલી બાઇચ્ચેમાં વંચાય છે, પણ તે માત્ર તેમનાં ગ્નાનોમાં જે હાજર ઇમામની ઓળખ મળે અને નીતિ માટે જે જે કહ્યું છે, તેના તરફ માત્ર વિવેક દૃષ્ટિ રાખવામાં આવે છે, અને તેથીજ તે ઇસ્માઇલી શાસ્ત્ર તરીકે મનાય છે એમ જો પંડિતજી કહેતા હોય, તો તેમણે જે પોતાની ફાંટાબાજ ગણુત્રીથી અને અદેખાઇની લાગણીથી જે જે કહ્યું છે તેનીજ હરોળમાં મુકીશું. ઇસ્માઇલી ધર્મ તમામ ધમના ખરા તત્વોનાં સાર ગ્રાહક છે. અને તેમાં પીર ઇમામશાહ બીજા બધા ધર્મ કરતાં ઘણાજ નજીકમાં છે માત્ર તેઓ અમારા પીરોની ગણુત્રીમાં નથી અને તેથી તેમને પીર ગણી માન આપતા નથી પણ તેમનાં ઘણાં પ્રેમી ગ્નાનો તથા બોધક બાબતો તરફ અમારી વહેવારીક ફરજથી અમો વેગળા થઇ શકીયે નહિ.

---

## સવાલ (૨૩) મો.

શું કારણ છે કે આજ લગણુ પીર હસન કબીરદીનનાં પછી કોઇ પીર એટલે બ્રહ્માજી શું કરવા ગઇબ રહેલ છે તથા ઇન્સાનના જીસ્મમાં બ્રહ્માજી કેમ આવતા નથી ? બીજું તમારી કિતાબમાં લખેલ છે કે ખુદા અને બ્રહ્માજી એકજ રૂપમાં છે તો હવે ઉપર લખ્યા પ્રમાણે તમો પોતે ખુદા તથા બ્રહ્માજી છો તેથી હવે એમ સાબેત થાય છે કે સદરહુ કિતાબ તમારા જબાનથી તથા હુકમથી લખાએલ છે તો હવે મને ઉમેદ છે કે મારા વહેમ તમારા ખુલાસાના જવાબથી મટી જશે અગર જો તમો ખુલાસો નહિ આપશો તો હું પછી એમજ સમજીશ કે ઉપર લખ્યા પ્રમાણે બધો મદારીનો ખેલ છે.

## જવાબ (૨૩) મો.

પંડિતજી આ સવાલમાં પોતાની અર્ધદગ્ધ સ્થિતિ બતાવે છે. પરતુ તેમના પ્રશ્નનું સ્વરૂપ જીજ્ઞાસુપણાના તત્વોવાળું છે અને તેથી આ સવાલનો જવાબ અમો પણ શાંત વૃત્તિથીજ આપીશું, કે પંડિતજી માને છે કે પીર હસન કબીરદીન પછી કોઇ પીર ગાએબ રહેલ છે, એટલે શાહ અને પીર બેઉ એકજ રૂપમાં રહ્યા છે એમ જે માને છે, તે ઇસ્માઇલી ધર્મનાં પીરો વિશેની નાવાકેફી બતાવે છે. કારણ કે પીર હસન કબીરદીન પછી પીર તાજદીન વિગેરે પીરોની સંખ્યા થતી રહી છે, અને પીર હસનકબીરદીન મધ્યસ્થ પીરની ગણત્રીમાં છે. જેટલા તેમની અગાઉ થયા, લગભગ તેટલાજ તે પછી આજ સુધીમાં થયા છે. અને માત્ર હાલનાં ઇમામનાં જેમા પ્રસંગે કોઇ પીર સ્થાપ્યા નથી. અને તેવા વખતે **શાહ** અને **પીર**નો જેમો **એકજ** સ્વરૂપમાં ગણાય છે. આ સ્થિતિને પંડિતજી ઇસ્નાઅશરીયોની ગાએબ ઇમામની સ્થિતિ જેવી ગણે છે. પરંતુ અમો ઇસ્માઇલીયો કયારેય પણ ઇમામની ગાએબ સ્થિતિ ઉપર વિશ્વાશ લાવનારા **નથી.** કારણ કે ઇમામનો **જહુર** આ દુનિઆમા દરેક **જમાનામા** હોય છે. **એમ** માનીએ છીયે અને એમ **માનવાને** પાક કુરઆને શરીફમાં પણ જાહેર રીતે લખાએલું છે અને તેના ઉપર દરેક **મુસલમાન** શરીઅતી ઇમાન લાવનાર છે, માત્ર ઇસ્નાઅશરીયો એકલાજ એ **ગાએબ ઇમામની** સ્થિતિ ઉપર આસ્થા રાખી હ. પેગમ્બર સાહેબનો છેલો ખુત્બો જે હદીસુસ સકલેન તરીકે પ્રસિધ્ધ છે. તેને ખોટો પાડવા જેવો ગંભીર ગુનાહ કરે **છે.** કારણ નબી મોહમદ મુસ્તફા પછી **કુરઆન** અને **ઇમામ** આ દુનીયામાં રોજે હશર **સુધી** સાથે **જાહેર** રહેનાર છે, અને તેને વળગી રહેનારજ ગુમરાહ નહિ થશે એમ **હદીસ છે.** છતાં **ઇમામ ગાએબ** ને **કુરઆન જાહેર** એમ જુદા પાડનાર ઇસ્નાશરીયો ખુદાની મસ્લેહતનુ

જ્હાનું પેગંબર સાહેબનાં ફરમાન વિરૂધ્ધ સિધ્ધ કરે છે. પરંતુ ઇસ્મા ઇલીયો એજ હદીસને વળગી રહી ઓલાદે અલી અને કુરઆન બેઉને ઓળખી ખરા ઈસ્લામી તરીકે માનનારા છે. અને આવા ગએબના કીડાનો ચળવળાટ પંડિતજીનાં ભડકેલા ભેજામાં કોઈ સહવાસી માર-ફતે ઘુસ્યો હોય, તો અજબ થઇશું નહિ. નહિ તો શાહ અને પીર બેઉનું એકજ સ્વરૂપમાં હોવું એટલા માટે સંદેહ યુકત થવું ન જેઈએ કે જ્યાં ખુદાનું નુર પ્રાધાન્ય હોય, ત્યાં તેના પ્રકાશ માટેએકમેક ગણવું વાંધા ભરેલું ગણી શકાય નહિ ને "નુર" તે ઇમામ અને તેના કિર્ણ તે "પીર" એ દલીલથી પંડિતજી સાચું સમજે એમ અમો ભરૂસો મુકીશું. હવે આ રીતે ખુદાનું નુર અને તેના કિર્ણ એટલે શાહ અને પીર એ બેઉ હાલનાં નામદાર આગાખાન સાહેબનાં જોમામાં છે. અને તેથી પંડિતજી પુછે છે, કે નામદાર આગાખાન સાહેબ જાણુતા હશે, કે અગાઉની કિતાબો અને તેમાં પંડિતજીને ઉભા થયેલા વસવસાનો જવાબ તથા ખુલાસો આપવા માગણી કરે છે. આ પ્રશ્નમાં પંડિતજી સમજે કે પીરે જે બોધ કર્યો હોય, તે પછી ઈમામ કે પીર એ બેઉ જુદા જુદા જોમામાં હોય, તો પણ પીરે જે સમજાવ્યું હોય, તે વિશે ઇમામ તો પોતે જાણનારાજ હોય; પણ ઇમામની બાબતમાં પીરો, ઇમામની ઇચ્છા વગર કાંઇપણ વધુ જાણી શકે નહિ; અથવા કહી શકે નહિ. એટલે સુર્યના કીરણો તો સુરજમાંથીજ પ્રસરેલા હોય, પણ સુરજ કરતાં કિરણો વધુ પ્રકાશ કરી શકે નહિ. તેવીજ રીતે સમજ વગર કિરણો હોય પણ નહિ અને આ રીતે સુરજ તે ઇમામ (શાહ) અને કિરણુ તે પીર સમજી આ સવાલનો સંદેહ દુર કરશે અને આગલા સવાલોનાં જવાબો અમો અદના મુરીદે જે ખુલાસા સાથે શાસ્ત્રીય રીતે અને ઘટતી સભ્યતા સાથે આપેલા છે, તે બધા વાંચીને અને સમજીને પંડિતજી શંકાઓ દુર કરશે, તો અસલ ઇસ્માઇલી માનીનતા મુજબ શુદ્ધ સતપંથનાં ઇમામના નુરને

જાહુર થશે. અને મહારી પેઠેની રમત અને ગમતથી આસ્થિકોને ઉંડા ભણાવવાનું (પાખંડી અને ભ્રષ્ટન ભરેલું) કામ મુકી દેશે, તો તમારી રમતથી વશ થયેલા વિચારશુન્ય વાંદરા, સ્પષ્ટ જવાબનો આરીસો જોઇ, નાચવા કુદવા ન માંડે અને તમોને વધુ શુર પર ન ચડાવે, એમ અમો માત્ર ખાલીસ અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

**સવાલ (૨૪) મો.**

**હવે ઉપર લખ્યા પ્રમાણે તો એમજ સમજાય છે કે જયારે પીર ખુદાથી જુદા એટલે બે જોમામા બે જણ હોય તે વખતે પીર અથરવેદની કિતાબ લખ્યા કરતા હશે પણ હમણાં તો ખુદા તથા પીર સાથે છે એટલે કે એક છે તો હવે તમારો જાહેર થવાનો વખત આવે છે ત્યારે હવે મુરીદોનાં દિલમાં તમારા જાહેર થવા વિષે વસવસો થાય છે તો સદરહુ વસવસો એટલે વહેમ તેની તમો દવા તરત નહિ કરશો તો આગલ સદરહુ વહેમ આફતકારક થશે અને પરીણામ પણ બહુજ ખરાબ આવશે તો હવે તમો ઉપલી બાબતનો વહેમ દુર કરવા સારૂ એવી કિતાબ કેમ બનાવતા નથી જેના જોવાથી મુરીદોનાં મનનો વહેમ દુર થઇ જાય તેમજ કાગળ થાય??? તથા ખુદાનો પણ શુકાનો કરો અગર જો તમો એવી રીતનો ખુલાસો તમો પોતે કિતાબ લખીને નહિ કરશો તો પછી મુરીદો એમજ સમજશે કે ખાલી ડંફાસ છે.**

**જવાબ (૨૪) મો.**

આ સવાલનો શરૂ મુદ્દો સવાલ (૨૩) માનાં જવાબમાં **શાહ** અને **પીરનાં જોમા** બાબત **સુરજ** અને તેનાં કિરણનાં દ્રષ્ટાંતથી આપી ચુકયા છીયે, તેને અહીં પુનરૂકતી કરતા નથી. પરંતુ ત્યાર પછીનાં તુટક મુદ્દામાં જાહેર થવાની વારી અને મુરીદોનો વસવસો અને તેનાં ઉપાય બાબત પંડિતજી જે લખે છે, તે પણ હંબગ જેવું છે. કારણકે

નામદાર આગાખાનનાં બીજા મુરીદો વિશે પોતે લખે છે કે તેઓને વહેમ છે, વિગેરે, તો તેવી રીતે લખવાને બીજા કયા મુરીદોએ હક આપ્યો છે તે જણાવવું જોઇએ; અથવા નામ આપવા જોઇયે; જેથી પંડિતજીનાં બોલવા ઉપર ભરૂસો આવે. છતાં અમો પંડિતજીનું બોલવું પારમારથીક છે, એમ માનીએ તો પણ પંડિતજીનો સવાલ માત્ર પોતાનાજ અવ્યવહારૂ બખાળા સિવાય બીજું કશું નથી. કારણ કે અમારો ઇસ્માઇલી ધર્મ કે જે હકીકતી ઇસ્લામ છે, તે એટલો બધો શુદ્ધ છે, કે તેને પુર્ણ રીતે જાણનાર કદીપણ તેને મુકશે નહિ. કારણ કે તમામ ધર્મો કરતાં ઉત્તમ અને સહેલા સિધ્ધાંતો છે અને સત્ય એની વસ્તુ છે કે તે કદીપણ ખોટું ઠરતું નથી. અને જાણ્યા પછી તેનાં વિરૂધ્ધ જવા ભાવતું નથી. આ અમારા ઇસ્માઇલી ધર્મ માટે અમો સરખા અદના મુરીદોને જે વિશ્વાસ છે, તે ઉપર પંડિતજી વિચાર કરશે, તો સમજાશે, કે તેમણે જે સવાલોમાં ધ્રષ્ટતા વાપરી, ઉરદુ, અંગરેજી ભાષામાં તે સવાલોનાં ભાષાંતર જોડે જોડે વ્હેંચાવી આર્ય સમાજીનાં ધર્મને બહાને ધુતેલા પઇસા હરામમાં નાંખ્યા, તે છતાં આજ સુધી કોઇ ઇસ્માઇલીએ લેશભાર કનવાર કરી નહિ. તે ઉપરથીજ જોઇ શકશે; કે ગમે તેવું વિરૂધ્ધ લખનારની અમો ઇસ્માઇલીયોને તલભાર પરવા નથી. અને આજ ત્રણ વરસે જે આ જવાબો અમે લખ્યા છે, તે પંડિતજીનાં સવાલથી નામદાર આગાખાનના મુરીદો ઇસ્માઇલી ધર્મને તજી દેશે એવી બહીકથી નહિ, પણ તે એવા સંજોગો પછી લખવામાં આવ્યા છે, કે ઇસ્માઇલીમાંથી મુરીદો વહેમાઇથી નીકળી જવાને બદલે સુરત અને મુંબઇ ખાતે ઉંચ વરણના હિંદુઓ, બ્રાહ્મણો, વાણીયા, કણબીઓ વિગેરે કે જેઓમાંના કેટલાકો ઝવેરાતનાં વેપારીયો છે. જે વિલાયતની મુસાફરી કરી વરસો સુધી કુટુંબ સહીત વસેલા છે. કેટલાક વકીલો છે, કેટલાક ડાકટરો છે. આ રીતે કેળવાયલા વર્ગ અને વળી તે હિંદુ સનાતની વર્ગનાં છે; તેથી પંડિતજીની આંખોમાં

અંધારા આવે એવી રીતે, તેઓ જાહેર વર્તમાન પેપરોમાં પોતાનાં હિંદુ નામ બદલાવી ઇસ્માઇલી નામો ધારણ કરી ઇસ્માઇલી ધર્મમાં પોતાની મેળેજ ઇ. સ. ૧૯૧૫ માં બહાર પડયા છે, કે જેને આજ એક વરસ થઇ ગયું છે. ત્યારે આ જવાબો લખવાનો હેતુ બીજા સુફી વાંચકો, કે જેઓ હિંદુ સનાતની હોય અને તેઓ આ ચોથા જુગ કળજુગમા દશમા અવતાર **નકલંકી** મૌલા મુરતઝાઅલીનું **નુર** અમારા હાલનાં નામદાર **આગાખાન** હીઝ હાઇનેસ **સર સુલતાન મહુમદશાહ** જી. સી. એસ. આઇ. એલ. એલ. ડી. જેઓ મઉલા મુર્તઝાઅલીની ૪૮ મી પેહડીએ છે. તેમને ઓળખે અને વેદનાં વારામાં હાલના અથર્વનાં જમાનામાં તેનું શુધ્ધ સ્વરૂપ કુરઆને શરીફનાં રહસ્યો સમજે તેટલા માટે તથા પંડિતજી જેવા કે જેણે ઇસ્માઇલી ધર્મનાં પુરાં સિધ્ધાંતો જાણ્યા નથી; અને તેવું તેણે પુછેલા સવાલોનાં ઘણા ભાગમાં સ્પષ્ટપણે અમે દેખાડયું છે, તે પંડિતજી અને બાવો નાચ્યો તેમ બાધલું નાચ્યુંની જેમ, તેની પુંઠે ઘસડાઇ જનારાઓ પણ સમજે, કે ઇસ્માઇલી ધર્મમાં વહેમ કે વસવસો માત્ર પુરૂં નહિં જાણનારનેજ થાય છે. પણ ખરેખરી રીતે તો સતપંથ (હકરાહ) ના નામને છાજતો તે ખરો (મુકિત મેળવવાનો) રસ્તો છે.

પંડિતજી આ સવાલનાં છેલ્લા મુદ્દામાં ધ્રષ્ટતા વાપરે છે, કે તે નામદાર આગાખાનનાં દુન્યવી બુલંદ દરજ્જા સામે પણ અને નામદાર બ્રિટીશ સરકારના અખંડ અને ઉપયોગી વફાદાર, કે જેને માટે વિલાયતની બ્રિ[illegible]શ ગવર્હનમેંટ, ચાલુ લડાઇની અખંડ વફાદારી સબબે, એહસાન માને, તેમને બેવફા થયેલ અને અદલ બ્રિટીશ ગવર્હનમેંટ પણ જે આ[illegible] સમાજીયોમાંના આગેવાનોમાંના ઘણું કોને જેતની જાત્ર[illegible]મે પો[illegible]ી [illegible]ી છે; તેની તોફાની ટોળીના મેંબર પંડિત રાધાકૃષ્ણ [illegible]નાર. ન[illegible]દાર આગાખાનને, મુરીદોનો વહેમ ટાળવા કિતાબ લખવાને બહ્નામણ કરી ડહાપણ ડોળે છે, તેનો તોલ ઇન્સાફી વાંચનારાઓ સહેલાઇથી કરી શકશે, છતાં અમો જવાબમાં કહીશું કે, ઉપર જણાવ્યું તેમ ઇસમાઇલી

ધર્મને પુર્ણ રીતે જાણનારને માટે પંડિતજીએ કાંઇપણ ફીકર કરવી નહિ. સિવાય કે કઢંગા સ્વાલના ઘટતા જવાબ દે. પરંતુ પંડિતજીએ ખાત્રી રાખવી, કે જેઓ વગર સમજ્યે ઇસમાઇલી ધર્મ તજી દે અને સમજવાની દરકાર ન કરે તેના માટે અમારા નામદાર આગાખાન કે તેમના મુરીદ કોઇ પણ જમાતને, કે કોઇપણ મેંબરને દીલગીરી નથી. સિવાય કે, જેઓ સમજવાનીજ નિષ્ટાથી જાણવા માગે અને આવી રીતે જાણવા માગનારને માટે અમારા ઇસમાઇલી શાસ્ત્રના ગ્રંથો પુષ્કળ છે. તે ઉપરાંત લગભગ દર વરસે અમારા નામદાર આગાખાન સાહેબ મુરીદોને પોતાનાં ફરઝંદ મીસાલ ગણી જે દીદાર આપી અમૃત રૂપી **ફરમાન** કરે છે, તે સાંભળી રૂહાની જીવન ઝળકતું કરવાની તકો મળવે.( આમીન )

## સવાલ (૨૫) મો.

**હવે ઈસ્લામની કિતાબમાં હઝરત મહમદ સાહેબ ફરમાવે છે કે આખેરતના રોજે ખુદાની પાસે એટલે ઈસ્લામના વાસ્તે બહેસ્તમાં જવાની સિફારશ કરશે પણ તમારી કિતાબમાં પીરોએ લખેલ છે કે ખુદાની પાસે પીર હસન કબીરદિન મુરીદોના વાસ્તે બહેસ્તમાં જવાની સિફારશ કરશે અગર જો મુરીદોના ગુનાહ ખુદાની પાસે તોલાશે તે વખતે જે મુરીદોના ગુનાહોનું ત્રાજવું વધુ હશે. તો પીર હસન કબીરદીન તે મુરિદનો નેકીનો ત્રાજવો ભારી કરશે તો હવે ખુદા પાસે દગો તથા ખુશામત ચાલશે કે કેમ ? તે નથી સમજાતુ. અને બીજું લખેલ છે કે બીજા લોકોને જોઈને ખુદા મોઢું ફેરવી લેશે. તો શું આ લખાણ સાચુંછે અગર જુઠું. અગર તમો ઈચ્છી રીતે માની લેશો કે કેમ ? તો હવે સદરહુ લખાણ સાચું છે. અગર ખોટું ? તેનો તમો ખુલાસો નહિ કરશો તો પછી મુરીદો એમજ સમજશે કે હવે આપણે શું અરજ કરીએ તેથી મુરીદો પોત પોતાનાં મન-સમજીને બેશી રહેશે.**

## જવાબ (૨૫) મો.

આ છેલ્લા સ્વાલમાં પંડિતજીની કાઇ પણ ધર્મ પ્રત્યે એટલે હિંદુ સનાતની કે મુસલમાન ધર્મ પ્રત્યે કેવી નજીસ લાગણી છે તે સ્પષ્ટ થાય છે. કારણ કે હિંદુ સનાતન ધર્મ મુજબ આર્યસ્થિકોને ઇશ્વરી અવતારો મનુષ્યનું તારણ કરનાર છે. એમ સમજી તેને વંદે છે. તથા મુસલમીન હ૦ મહમદ પેગંબર સાહેબ પોતાના માટે રોજ હશરમાં શફાઅત (ભલામણ) કરશે, એમ માની તેમના હુકમ મુજબ અમલ કરે છે. અને તેવીજ રીતે ઈસાઇયો ઇસાનાં ફરમાન મુજબ અને યહુદીયો મુસાનાં ફરમાન મુજબ વર્તે છે. અને પોત પોતાની શફાયત પોત પોતાના પેગંબરો કરશે એમ માને છે અને તેજ માફક અમો ઇસમાઈલીયો શ્રી બ્રહ્માજીનો અવતાર હઝરત મહમદ સાહેબ કે જેનું નુર ક્રમવાર અમારા પીરોમાં ચાલ્યું આવે છે. પછી તે હસન કબીરદીનના જોમામાં હો કે પીર સદરદીનના જોમામાં પીર શમ્સના હો ગમે તે પીરોના જોમામાં હો, પણ અમો શુદ્ધ ભાવથી હઝરત મહમદજ માનીએ છીએ અને તેમનીજ શફાઅત માટે ઊમેદવાર છીએ, તો તે પંડિતજીને રૂચતું લાગતું નથી. અને રૂચે પણ કેમ ? કારણ કે ગુરૂ મુરશીદ કે રહબર વગરની આઝાદ ટોળી કોઇના ઉપર આસ્થા રાખનાર નહોય, પછી તેને માટે કોણુને દયા આવે? અને પોતાની આંખમાં કમળો છે. તેથી પંડિતજીને રોજે હશરમાં પેગંબરોની શફાઅતને દગો સમજે છે. પરંતુ એ રીતે જાહેર કરેલા વિચારો કોઈપણ ધર્મનાં અનુયાયીઓ કરતાં અમારા મુસલમાનભાઇયો માટે અને તેમની ખુલ્લી અને સાચી લાગણી દુખાવા માટે આંચકો ખાવો જોઇએ. કારણ કે પંડિતજીના અગાઉ તેમનાં ગુરૂ દયાનંદે કુરઆને શરીફને (પવિત્ર ઈલાહી કિતાબ) બાબત જે ગલીચ વિચારો જણાવવાની અને ટંટા ફીસાદનાં બી રોપી બ્રિટીશ ગવર્નમેંટની અદલ અને ન્યાયી રાજનીતિના સુલેહસંપમાં જે ખલલ પહોંચાડવાનું સાધન અધાપી પર્યંત સત્યાર્થ પ્રકાશમાં મઉજુદ છે,

તેને વધુ તાજુ' કરીને આવા સવાલોમાં "હાટયું ઉખેળી" અમો [illegible] ર્ડી કે જેઓ હકીકતી ઇસ્લામી તરીકે તથા વેદો કબુલ કરના-ર[illegible] મંઝુર છીયે, તેમને પંડિતજીએ કારણ આપીને પોતાનાજ [illegible] ુ કર્યું છે. અમો નામદાર આગાખાનને ખુદાનું નુર [illegible] ચારસોજ માનીએ છીયે અને હ૦ મહમદ પેગંબર સાહેબને પણ ખુદાનુ નુર ગણીયે છીયે. પછી પંડિતજી જે એમ પુછે છે કે ખુદા પાસે દગો તથા ખુશામત ચાલશે કે કેમ ? તો એમ પુછી અમોને નહિ, પણ ઇસ્લામીયોની આસ્થા ઉપર પોતાના નજીસ વિચારોનો ધબ્બો મારવા પગલું ભર્યું છે. અને તે સુરજ તરફ ધુળ ફેંકનારના દાખલા મિસાલ ખુદા તરફથી ખોટું બોલનારનાં મોઢા ઉપર મારવામાં આવે છે, તેમ થશે. અને **"બીજા લોકોને જોઇને ખુદા મોઢું ફેરવી લેશે"** એમ જે પુછે છે, તે પણ પંડિતજીની પોતાની હાલત ઉપર વિચાર કરે તો ખુલ્લું છે, કારણકે પોતે ઇસ્માઇલી ધર્મથી વિમુખ થયા પછી અમારા નામદાર આગાખાન જે ખુદાનું નુર છે, તેમનાં પ્રકાસની ગેરહાજરીમાં આસ્થાનો અંધાપો પંડિતજીના હ્રદય ઉપર આ તેમના અસભ્ય અને ભ્રષ્ટ સવાલો મારફત દેખાય છે. તેજ ખુદાએ તેનાથી મોઢું ફેરવી લેવા જેવો ભાસ સ્પષ્ટ છે. આ રીતે આ છેલ્લાં સવા-લનાં છેલ્લાં ભાગમાં પંડિતજીએ ખુલાસાની જે ઇચ્છા દરશાવી છે, તે મુજબ દરેક ખુલાસા અમો અદના ઇસ્માઇલીએ આપ્યા છે. અને આશા રાખીએ છીયે, કે તે પંડિતજી અથવા તેના સવાલ વાંચીને જવાબની ઇચ્છા રાખનારાઓ, તેથી સંતોષ પકડશે. અને પોતાનો મનમાં વહેમ અને વસવસો હોય તે દુર કરવાને કારગર થઈ પડશે.

આમ છતાં જો પંડિતજી રાધાકૃષ્ણને સંતોષ ન થાય તો પછી મૌલાના રૂમીના બૈતમાંજ જવાબ આપીશું કે—

**ગર ન યાયદ હાલે પુખ્તા હીચખામ,**
**બસ સખુન કોતાહ બાયદ વસ્સલામ.**

**અર્થ—જો ન સમજે મર્મવાતો મુર્ખજામ!**
**તો કહું ટુંકાણમાં કે વસ્સલામ.**

# ચોરોને પકડવાની અખંડ ત્રીજોરીઓ,

## તાળાં કળો અને કેસ-બોકસો.




અમારી કુંપનીનાં તાળાં એવાં બને છે, કે ગમે એટલી મોટી સંખ્યામાં લીયો તો એકની ચાવી બીજાંને લાગતી નથી, તેમજ બીજી ચાવી પણ લાગુ થવાની ધાસ્તી રહેતી નથી. ખરી ચાવી ગુમાવ્યા છતાં બીજાના હાથમાં જાય તો તેનાથી તાળું ખુલે નહિ.

---

## સાધારણ માણસોને ત્રીજોરીની જગ્યા પર કામ લગે તેવા કેસ-બોકસો.

અમારી કુંપનીના કેસ બોકસો એવા બનેછે કે ટેબ-લ ઉપર તેમજ કબાટની અંદર ફીટ થઈ શકેછે. આ કેસ-બોકસ કબાટમાં મૂકીને બંધ કર્યા પછી કોઇથી પણ ઉપાડી શકાતું નથી, તેમજ ચોરીની પણ ધાસ્તી રહેતી નથી, પારકે હાથે ખરી ચાવીથી પણ ખુલતું નથી.



જાતે જોઇને ખાત્રી કરો. વધુ માટે કેટલોક મંગાવો.

## એચ. વલભરામની કુંપની.

કારખાનું—ચકલા સ્ત્રીટ ધોબી ગલી.

દુકાન—અબ્દુલ રહેમાન સ્ત્રીટ, અલાહી બાગ, મુંબઇ-૩.

# ESMAILIA CAP MART.

# VALIMAHOMED LADUCK.

**Dealers in all sorts of Caps, Hats Ventilation etc.**

*135-37 Bhendi Bazār, Post No. 9* BOMBAY.

# વલીમાહમદ લાડક.

**તુરકી અને સરવે જાતની ટોપીઓના વેપારી.**

ઠે૦ ભીંડી બજાર નંબર ૧૩૫-૧૩૭

એંગલીર કેપ, મુગલ કેપ હૈદ્રાબાદી કેપ, અનવરએ કેપ, અમીરી કેપ, સાઈકલ કેપ, હંગેરીયન કેપ મહારાજા કેપ, મીરઝાપુરી કેપ અને—




સરવે જાતની ટોપીઓ તઈયાર તેમ ઓરડરથી બનાવી આપવામાં આવશે.

બહાર ગામના ઓરડર ઉપર પુરતું ધ્યાન આપી માલ તુરત વી. પી. થી મોકલવામાં આવશે.

## બુટ ક્યાંથી ખરીધાં ?

**સુલતાન અલી**—મી૦ ગુલામઅલી ! તમે સાલગ્રેહને શુભ ટાંકણે બુટ પહેર્યાં હતાં, તે શેપદાર મજેનાં હતાં.

**ગુલામઅલી**—તે બુટ કરાફર્ડ મારકીટ, ઉમરીગર બિલ્ડીંગ **અમેરીકન હાઈ કલાસ બુટ માર્ટવાળા મી૦ ઈસ્માઇલ લાલજી**ની શોપનાં હતાં, જે આજે મારકીટની આસપાસ મશહુર થઈ પડ્યા છે. કારણકે તેવણ થોડા નફે મોટો બીજનેસ કરનાર સાહસીકપણે વેપાર ચલાવી રહ્યા છે. આજે ૧૦ વરસના અનુભવથી પ્રજામાં માનેતા થઇ મોટો બીજનેસ ચલાવી રહ્યાછે.

**સુલતાનઅલી—ઈસમાઈલ લાલજી**ની શોપ સીતારામ બિલ્ડીંગમાં છે?

**ગુલામઅલી**—હા. સીતારામ બિલ્ડીંગમાં બે દુકાનુ છે. તેમાં બીજી **જમાલ બ્રધર્સ** નામની શોપ છે અને ઉમરીગર બિલ્ડીંગમાં ઓરીયંટ બુટ માર્ટ સાથે બે દુકાનો છે. તે ચારે દુકાનોની **ઇસમાઈલ લાલજીની કંપની** વહીવટ ચલાવી રહી છે. જ્યાં હિંદુ, પારસી, મુસલમાન, ઈંગ્રેજ વિગેરે હજારો ગ્રહસ્થોની ધમાલ મચી રહી છે. જેમની સગવડ સારૂ ઇલેકટ્રીક લાઈટ, પંખા અને બેઠક સારૂ ઉત્તમ જાતના સોફાઓ રાખવા પડે છે, લેડીઝ ને બાનુઓ સારૂ અલાહદી સગવડ કરવી પડીછે. જ્યાં દર મેલે નવો રાક્ષસી સ્ટોક અમેરીકા, ઈંગ્લાંડ સ્પેનીશ, રૂશીયન વગેરે



નામચીન કારખાનાનો માલ મંગાવવામાં આવે છે ને પોતાની દેખરેખ નીચે બહાર ગામના હજારો ઓર્ડર આવવાથી વી. પી. અથવા પારસલ કરી માલ રવાના કરે છે ને જુનો માલ ને વધુ કિંમતની ધારતી નહિ હોવાથી ગ્રાહકને સંતોષ હાંસલ થાય છે.

**સુલતાનઅલી**—ત્યારે તો હું નોંધી લઉં મારી ડાયરીમાં.

| ઉમરીગર બિલ્ડીંગ. | સીતારામ બિલ્ડીંગ. |
|---|---|
| **૧ અમેરીકન હાઈ કલાસ બુટ માર્ટ.** | **૩–ઈસમાલ લાલજી શોપ.** |
| **૨ ઓરીયંટ બુટ માર્ટ.** | **૪–જમાલ બ્રધર્સ.** |

# નુરમામદ નાનજીની કુંo

## તુરકી અને સરવે જાતની ટોપીઓના વેપારી.

ઠેo ભીંડી બજાર નંબર ૨૪૯-૮૩




એંગલોર કેપ

મુગલ કેપ

હૈદરાબાદ કેપ

અનવરબે કેપ

અમીરા કેપ

સાઇકલ કેપ

હંગેરીયન કેપ

મહારાજા કેપ

મીરજાપુરી કેપ

અને સરવે જાતની ટોપીઓ તઇયાર તેમ ઓરડર થી બનાવી આપવામાં આવશે.

બહાર ગામના ઓરડર પર પુરતું ધ્યાન આપી માલ તુરત વી. પી. થી રવાના કરવામાં આવશે.